# પરિચય

પોતે શું આયાત કરવા માગે છે અને શું નિકાસ કરવા માગે છે તે બે એટલે આયાત અને નિકાસ વચ્ચેનો અંતરાય મૂડીવાદી દુનિયામાં વધતો જાય છે. મૂડીવાદી ઘટનાના આગેવાન અમરિકામાં એ અંતરાયની કરાડ આજે વધારે ને વધારે વિશાળ બનતી જાય છે. એ કરાડને પસાર કરી જવા તેના ઉપર ઢાંકવામાં આવતા શાહીવાદી અર્થકારણી પુલ ટૂંકા પડે છે.

કારણકે શાહીવાદી ઇજારવાદ આજે અમરિકાના અંદરના અને બહારના રાજકારણનું સુકાન પકડીને બેઠો છે

ધીરાણપટા અને 'ઉનરૌ'એ મોકલેલા માલના જથ્થા આ કરાડ પર ચાદર ઢાંકતા હોય તેવા દેખાયા પણ એના નાણાંને બદલે અમરિકાને તો તેમાં સપડાયલા દેશોએ પોતાની સ્વાધીનતા લખી દેવી પડી છે. અમરિકાએ એની મૂડીવાદી ઘટનાના ગાબડાં પૂરવા ઊલટાની ચીનને, ગ્રીસને અને ટરકીને પોતાનાં પ્રત્યાઘાતી કમઠાણો જાળવી રાખવા જ જંગી લોનો ધીરવા માંડી છે અને અમરિકામાં મોટા પાયા પર યુદ્ધ-ઉદ્યોગને ધીખતો રાખીને અમરિકાએ આર્થિક આંધી પર પલાણવા માંડ્યુ છે.

અને અમરિકી શાહીવાદી ઘટનાના ડોલર-ઇજારદારોની નફાખોરીનું ધોરણ યુદ્ધગાળાનું ઊંચું રાખવા ત્યાં ભાવનિયમન ઉઠાવી લેવાયું અને એ વધેલા ભાવ અમરિકાની જનતાની બચત ખાઈ ગયા તથા પગારના દર ઘટવા લાગ્યા. આજે ત્યાં આખી દુનિયા જીતવાનો 'ટ્રુમેન-તરીકો' અમલી બન્યો છે. એના આરંભમાં જ નફાખોરી નિરંકુશ બની. અમરિકી જનતા પરના દમન શરૂ

શર્યાં. પગારો ઘટી ગયા. કામદારો પર કાળા કાયદા લદાવા માંડ્યા અને દુનિયાનાં બજારો જીતવાની શાહીવાદી ચાલ શરૂ થઈ ચૂકી.

એ કારવાઈનો પહેલો કદમ, તે માર્શલ-યોજના. એ યોજના ખુવાર થયેલા દેશોને અમરિકી ધીરાણ વડે પગભર કરવાની નથી પણ અમરિકી શાહીવાદની આખી દુનિયા પર સર કરવાની ખૂની યોજનામાં પ્રત્યાઘાતી દેશોનાં કિલ્લા બનાવી, લોકશાહી દેશોમાં જનતાનો સંહાર કરવાની જ એ યોજના છે તે વાત એ યોજનાના આરંભથી આજ સુધીમાં દીવા જેવી દેખાઈ ગઈ છે.

અને એ પણ દેખાઈ ચૂક્યું છે કે અમરિકી શાહીવાદનો સિક્કો આજે 'કરન્સી'નું એક એકમ નથી રહ્યો પણ ટ્રુમેન-તરીકાનું અને માર્શલ-યોજનાનું ખૂની અંગ બની ગયો છે. એ સિક્કા પર આજે મહાન રૂઝવેલ્ટની નીતિ નથી પણ લોહીતરસ્યા ડૉલર-વિગ્રહખોરોએ એને પ્રત્યાઘાતનો પ્રતીક બનાવી દીધો છે. જેને આ કિતાબમાં ડૉલર-દાનવો કહ્યા છે તે અમરિકી શાહીવાદના ડૉલર-સામંતો એને લઈને ત્રીજા વિશ્વયુદ્ધની કારવાઈ તરફ અને જગતના દેશો જીતવા તરફ આગળ વધી રહ્યા છે. જે પૈશાચિકતા રોમ-બરલીન ધરીએ પેશ કરી હતી તેથી અદકી પૈશાચિકતા અને પ્રત્યાઘાત અમરિકી શાહીવાદીઓ અમરિકી અર્થકારણ અને રાજકારણમાં ભરે છે. માનવજાતનો સંહાર કરીને સોનું બનાવવા નીકળતી આ અમરિકી શાહીવાદની ઘટનાનું આબેહૂબ ચિત્ર ચંદ્રભાઈએ એમની સચોટ શૈલીમાં દોર્યું છે. અમરિકી શાહીવાદની ડૉલર-નફાખોરીની બદબો જગતભરમાં મરકીના સંહાર મચાવી મૂકે તે પહેલાં આખી દુનિયાનાં તમામ લોકશાહી બળોનો તેની સામે કટ્ટર કોપ સળગી ઊઠવો જોઈએ.

'આજે તો વિગ્રહખોર અમરિકી શાહીવાદ અને તેનાં

પ્રત્યાઘાતી પ્યાદાંઓને માનવજાતનો ત્રીજો મહાસંહાર કરતા રોકવાની મહાફરજ આખી દુનિયાનાં તમામ શાંતિ ચાહક નરનારીઓની બની ચૂકી છે.

એ ફરજ બજાવવા મંદિરોમાં શાંતિ માટેની પ્રાર્થનાઓથી નહિ ચાલે. એને માટે તો તમામ લોકશાહી જનોનું લડાયક સંગઠન જોઈશે.

આજે અમરિકી શાહીવાદે ભૂતકાળની તમામ પ્રત્યાઘાતી ખુરશીઓમાં પોતાની જાતને ગોઠવવા માંડી છે અને લોકશાહી શબ્દો વાપરીને સમજાવવા માંડ્યું છે કે અમારા બેસવાથી ગઈ કાલનો વિગ્રહખોર ઇજારવાદ આવતી કાલની વિશ્વશાંતિ થશે.

એ જ રીતે એણે સંયુક્ત રાષ્ટ્રસંઘને પણ પોતાની જ ખાનગી ગાદી બનાવવાની લડત આરંભી દીધી છે.

એ લડત અમરિકાની પ્રજા સામેની છે, વિશ્વશાંતિ સામેની છે, સામ્યવાદ કે સોવિયટ સામેની જ નથી.

અમરિકી શાહીવાદીઓને શાંતિમાં રસ નથી, યુદ્ધમાં જ એમની નફાખોરી ખીલતી રહી શકે છે. ઈ. સ. ૧૯૩૪માં યુદ્ધ નહોતું ત્યારે અમરિકી શાહીવાદીઓનો નફો ૮૦૦ મીલિયન ડોલરનો હતો.

પણ પછી વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. માનવસંહારમાં એ શાહીવાદે પોતાની નફાખોરીને ૧૯૪૦થી ૧૯૪૫ સુધી ૫૨,૮૫૪ મીલિયન ડોલર જેટલી બનાવી દીધી. એ જંગી નફાખોરી કરીને અમરિકી શાહીવાદની ભૂખ પણ વિકરાળ બની ગઈ છે. હવે એનો વ્યૂહ આખી દુનિયાને ઝડપી લેવા માગે છે અને તે માટે નિરંકુશ બનેલો અમરિકી ડોલર-દાનવ દુનિયા પર આધિપત્ય ધરવાનો અભિનય કરે છે અને સંગ્રામનો શોર મચાવે છે.

કહેવાય છે કે જ્યારે યુદ્ધની રણચંડીઓ ચિત્કાર કરે છે ત્યારે સરસ્વતીની ઉજમ સિવાઈ જતી હોય છે. આજે એવું કથન ગલત પુરવાર કરવાની ફરજ જે કોઈ નિર્મળ દિલ અને દિમાગ જાળવી શક્યાં છે તે સૌની છે. લેખકોને ન્યાયના પક્ષમાં જોર-શોરથી શબ્દ ઉચ્ચારવાનો આથી વધારે સારો બીજો કયો સમય આવવાનો હતો ?

વીસ વરસ પહેલાં એ જ અમરિકી શાહીવાદે સાકો અને વેનઝેટીનાં ખૂન કર્યાં ત્યારે આખી દુનિયાનો ફિટકાર એ અપરાધીઓ પર વરસ્યો

પણ તે સામે એ ગુનેગારો જવાબ બોલ્યા કે, 'એ તો અમારી પોતાના ઘરની વાત છે.'

પણ આજની મિના તો જગત જીતવાની હોઈને ટ્રુમેન-ડોક્ટ્રીન પર બહાર નીકળી ચૂકી છે. તે સામે દુનિયાભરમાંથી લોકશાહી જબાનનો પુણ્યપ્રકોપ સળગતો થઈ ગયો છે. ચંદ્રભાઈએ એમની સજીવ શબ્દચિત્રો દાખવતી છટામાં એ કોપને સળગાવવાની સમજનો પહેલો અવાજ પેશ કરીને 'ગુજરાતી પ્રગતિશીલતાની સેવા કરી છે. આ પુસ્તક ઘેર ઘેર ફેલાવું જોઈએ

રાજકોટ
તા. ૩૧મી ડિસેમ્બર ૧૯૪૭

વજુભાઈ શુક્લ

# બે બોલ

બીજા વિશ્વવિગ્રહ પછી અંગ્રેજ–અમરિકી લશ્કરી અધિકારે વિજેતા તરીકે પશ્ચિમ જર્મનીનો કબજો લીધો. ત્યારે એક ટ્રામમાં એક જર્મન બાઈ ચઢી પણ જગા ન હોવાથી અંદર ઊભી રહી અને તરત જ મહિલા તરફના માનભાવવાળો એક જમન ઊભો થયો અને બાઈને પોતાની જગા પર બેસવા કહ્યું. પણ બાઈએ તિરસ્કારથી ચીસ પાડી, 'તમે ફાસીસ્ટ હતા...છો...તમારી ભ્રષ્ટ જગા......'

'પણ હું તો...અમે ડેમોક્રેટ, માનવમાત્ર સમાનતું તહનામું પહેલી વાર અમારી ધરતી પર' બોલતો પાછળ ઊભેલો એક અમરિકી અફસર આગળ આવ્યો અને પેલી જર્મન ફાસીસ્ટની ખાલી જગામાં સૌના અચંબા વચ્ચે બેઠો અને તરત જ ઊઠીને બોલ્યો, 'હવે આપ બાઈસાહેબ બેસી શકો છો...એ ભ્રષ્ટ જગા 'ડીનાઝીફાઈ' થઇ ગઈ, પાવન થઈ ગઈ.' પણ પેલી બાઈ આ અમરિકી ભૈરવનો જાદુ ન સમજી શકી, અને જર્મની અને જાપાનની વિગ્રહખોર ઇજારવાદી ખુરશીમાં બેઠેલા અમરિકી બર્ગરે આજે તો એથી ઊલટું પોતાની જ જાતને 'નાઝીફાઈ' કરી દીધી છે.

બીજો એક કરુણ પણ રમૂજી બનાવ હીરોશીમાના પાદર પર જાપાનના એ અણુબોમ્બનો ભોગ બનેલા નગર પર લોકવાયકા બનતો હતો. અણુબોમ્બ નાખીને ત્યાંની માનવતાનો સામુદાયિક સંહાર સર્જ્યા પછી હીરોશીમાના પાદર પરતું એક તૂટી ગયેલું નાળું સમરાવવામાં આવતું હતું. ત્યાં એક વૃદ્ધાનું હાડપિંજર

ઍવિર કરપીણ બનીને કરગરતું હતું, 'તમે કેવા મૂરખ છો ! સાવ ગાંડાઓ છો.'

'કેમ મા !' કોઈ કારીગર કે કોઈ કામદાર એ ભ્રમિત બનીને પૂછતો.

'કેટલા દહાડા સારુ સમરાવવું ! કેટલા દીના ભોગવટા માટે આવડી મોટી મહેનત કરી મરવી !'

'. એ તો ઘણાં વરસો ચાલે એવું મજબૂત...લોઢાના પાટડા-વાળું...' કોઈ એને સમજાવતું અને એ આ ગાંડાઓ પર હસતી હોય તેમ મોટેથી કહેતીઃ

'પાછું નવું યુદ્ધ આવ્યું સમજો...થોડા જ દિવસમાં આપણે ત્યાં આવ્યો છે તે પેલો શહેનશાહ મેક...' અને મેક આર્થરના નામનો ધિક્કાર કરતી પેલી વૃદ્ધાની આંખો બહાવરી બનતી.

'એ તો શહેનશાહ નથી મા...'

'જૂઠ...' વૃદ્ધા દાંત કચકચાવતી ઘંટીમાં દળાતો હોય તેવો અવાજ કરતી હતી, 'જૂઠ...આપણા દેવતાઇ શહેનશાહને ખોળા-માં લઇને બેઠેલો એ પરદેશી હેવાન શહેનશાહ નહિ તો બીજું શું હોઇ જ શકે !'

એવી એ જનવાયકાઓ જગત પર ઊતરતા અમેરિકી વિગ્રહ-ખોરના શાહીવાદી કમઠાણને પારખી ગઈ છે.

નવું યુદ્ધ ટાળવા માટે મહાન રૂઝવેલ્ટની હાજરીમાં ઘડાયેલાં કરારો અને પોટ્સડામ અને યાલ્ટાનાં શાંતિ-તહનામાં અને એ શાંતિ સાચવવા ઘડાયેલો સંયુક્ત રાષ્ટ્રસંઘનો આકાર અને તેમાં-થી નીકળતો મહાન સત્તાઓના સર્વાનુમત પર રચાયેલો વ્યવહાર વિગ્રહખોર અમેરિકી શાહીવાદે તોડવા માંડ્યો છે.

આક્રમણખોર અમરિકી શાહીવાદનો વિશ્વશાંતિના એ સંયુક્ત રાષ્ટ્રસંગઠન પરનો હલ્લો છે તથા તમામ લોકશાહી માનવોના અને દેશેદેશની અવામનો મહાદુશ્મન એ વિગ્રહખોર અમરિકી શાહીવાદ છે એટલી જ હકીકત આ પુસ્તક લખીને હું કહેવા માગું છું.

અંતમાં આ પુસ્તકના પ્રકાશન માટે મારા મિત્ર ભાઈ શાંતિલાલનો, એનો પરિચય લખવા માટે ભાઈ વજુભાઈ શુક્લનો તથા ચીવટથી એનાં પ્રૂફ વગેરે જોવા માટે ભાઈ કુરેશીનો આભાર માનું છું.

—લેખક

ભૂલસુધાર

પ્રકરણ ત્રીજાના મથાળામાં

'અંગ્રેજી 'ને બદલે ' અમરિકી ' વાંચવુ

# અનુક્રમ



★ ★
★

## પ્રકરણ પહેલું

# અમરિકનોના શામકાકાઓ



ઘણાં વર્ષો પહેલાં 'અમે... અમે ય અમરિકનો થવા આવી પહોંચ્યાં છીએ' બોલતું યરોપ, અમેરિકામાં ઠલવાતું હતું. ઇચ્છાથી–અનિચ્છાથી ત્રણસો ત્રણસો વર્ષ સુધી યરોપભરમાંથી અને આસપાસથી માણસો અમરિકાના કિનારાઓ પર ઠલવાતાં હતાં.

૧૯૦૭માં એક વરસમાં જ દશલાખ કરતાં વધારે માનવી અમરિકાને કિનારે ઊતર્યાં અને ૧૯૦૩થી ૧૯૧૩ સુધીમાં ઘડિયાળના દર કલાકના ટકોરે કોઈ બીજા દેશમાં જન્મેલાં માનવો એકસોના હિસાબે અમરિકી ધરતી પર ઊતર્યાં ને બોલ્યાં, 'અમે ય આવી પહોંચ્યાં છીએ અમરિકન બનવા.'

બગલમા બચકો, આંખમાં ઉજાગરો લઈને એ નાનાંમોટાં જહાજોમાંથી ઊતરતાં હતાં. ત્યારે અમરિકા અફાટ મોટો નવી દુનિયા જેવો જંગલ જેટલો જૂનો અને વેરાન જેવો વિકરાળ પડ્યો હતો. એનું કલેવર અણખેડાયલા ખેતરોવાળું, નહિ ખોદાયલી ખાણોવાળું, નહિ કપાયલાં જંગલોથી ભરચક પુરાણા હિંદી કહેવાતા વતનીઓની વસ્તીવાળું હતું

એટલે આ નવાં આવનારાઓને 'ભલે પધારો' કહીને આવકારવા આવેલું કોઈ હતું નહિ. આઠદશ અઠવાડિયાં સુધી એ બધાં દરિયાના પાણી પર આમથી તેમ ઝોલાં ખાતાં થાક્યાં-

બાફર્યાં ઊતરતાં હતાં ત્યારે આ નવી ધરતી પર જંગલી પશુઓ અને ઈંન્ડિયનો જ દેખાતાં.

પણ આ આવેલાં પાછાં જવા માટે નહોતાં આવતાં એટલે એમણે લાકડાનાં ઘરબાર બાંધીને નવી ધરતી પર સંસાર માંડ્યા. અને બોલ્યાં, 'અમે તો સુધરેલાં છીએ.'

અને સુધરેલાં એટલે શું તે નહિ સમજનારાં વતનીઓ પછી ધીમે ધીમે સુધારાના નવા નવા આકારો અમરિકી ધરતી પર દેખવા લાગ્યાં.

અમરિકા પર નહિ દેખાયલાં એવાં આયુધો આવ્યાં, સાધનો આવ્યાં, યંત્રો આવ્યાં. અમરિકા પર નહિ દેખાયલી એવી ખેતી ખીલવા માંડી. આફ્રિકાથી પકડી અણાયલાં ગુલામ નરનારીઓનાં અનેક યાતનાઓથી ખદબદતાં કાળાં કલેવરો પણ ઠલવાવા લાગ્યાં. અમરિકી ધરતી પર આવ્યાં હતાં તેમાનાં ઘણું જમીનદારો બન્યાં અને એ માલિકોનાં ગુલામો અમરિકાનાં શ્રમ-માનવો બન્યાં.

એમ વખત જતો ગયો ને નવાં અને નવાં ગોરાં માનવો આવતાં ગયાં તેમ મૂળવતનીઓ પર અખંડ અવાજ જોહુકમી જેવો આજી રહ્યો કે 'પાછાં હટો!' અને પેલાં વતનીઓ ફળદ્રુપ ખેતરો છોડીને, કલ્લોલતાં ગામનાં ગામ છોડીને, મનરંજન વનરાજિઓ તજીને અને વિહરતી નદિના કિનારાના હરિયાળા વાસ તજીને પાછા ધકેલાતાં મરતાં-આથડતાં પાછાં હટ્યાં જ કર્યાં.

'પણ ક્યાં સુધી?' મૂળવતનીઓ ઇન્ડિયનો કોઈ વાર બીકથી, કોઈ વાર ગુસ્સાથી કકળાટ કરતાં હતાં.

'પાછાં હટો' સુધરેલાંનો એ જ અવાજ જવાબ દેતો ઘાતકી બનતો પેલાંઓનાં લોહી રેડીને કહેતો હતો, 'પાછાં હટો નહિ તો...'

અને નવાં આવનારાંઓએ મૂળવતનીઓ પર સંહારસંગ્રામ

શરૂ કરી દીધા. મૂળવતનીઓના સામુદાયિક સંહારની, કંપાવનારી કથાઓ અમેરિકી ધરતી પર આતંક બનીને પથરાવા માંડી. સમુદાયના સમુદાયો જીવતા સળગી ગયા, કરપીણ રીતે સંહારાઈ ગયા.

એવો અમેરિકી દેશનો આરંભ મંડાયો. એ આરંભ પૂર્વ-કિનારા પર નોવા–સ્કોશિયાથી ફ્લોરીડાની પટ્ટી પર પથરાયો, અને આરંભનાં ઘર એટલાન્ટિકના કિનારાને લગતાં નખાઈ ગયાં અને ધીમે ધીમે અંદર ધસતો ધસારો અમેરિકા બનવા માંડ્યો.

અને એ અમેરિકી ઘરબારમાંથી તંબાકુની હોકલીઓ પીવાવા લાગી. પછી મોટા જમીનદારો નાના જમીનદારોને ગળવા લાગ્યા. પછી સમાજઘટનાની અમેરિકી છબીના એક છેડા પર જમીનદાર માલિક અને બીજા છેડા પર ગુલામની રેખાઓ ચીતરાઈ ગઈ. પછી અમેરિકાનો એક પ્રદેશ ન્યુ ઈંગ્લેન્ડ કહેવાયો અને ન્યુ ઈંગ્લેન્ડ પર વેપાર ધીખવા લાગ્યો, અને ન્યુ ઈંગ્લેન્ડનાં બંદરો પરથી વર્જીનિયા, મેરીલેન્ડ અને કેરોલીના તરફ ગુલામોથી ભરેલાં વહાણો હંકારાયાં અને ત્યાં ખેતરો ખેડાયાં.

એમ કોલંબસે શોધેલા આ નવા પ્રદેશ પર યુરોપિયનો આવ્યા અને દેશ પર કામે લાગ્યા. દેશ પર એમની કરામત અને ધરતીની એમના પર કરામતના પરસ્પર જોડાણમાં એ આવનારાં ને વસનારાં પણ બદલાયાં અને પ્રદેશ પણ બદલાયો. અને બદલાયલાં બોલ્યાં, “આપણો અમેરિકા અને આપણે અમેરિકનો!”

પણ ત્યારે તો બસ અમેરિકામાં બે જ માપથી બધાં અંકાતાં: એક માપ દરજ્જો અને બીજું દોલત. દોલત દરજ્જો નક્કી કરે અને દરજ્જો દોલત એકઠી કરે. એ બે માપ પર મપાઈને બધાં વ્યવહાર, બધાં શિક્ષણ, બધા ન્યાય અને બધી શિક્ષાઓ અને સંસ્થાઓના રૂપ ઘડાતાં. એ બે જ માપ પ્રમાણે મતાધિકાર પણ મળતો અને સરકાર ચલાવવાની એક મળતી. એ બે માપ મેળવનારે

પહેલાં તો ગોરી ચામડીવાળું શરીર હોવું પછી એની પાસે પોતાને જરૂર હોય તેથી ઘણી દોલત હોવી ટૂંકાણમાં તેવાઓએ કામ કરનારાં નહિ પણ ગુલામો અને નોકરો પાસે સેવા લેનારાં દોલતમંદો હોવું જોઈએ

એમ અમેરિકનોમાં એવાઓનો શાસક વર્ગ બન્યો એ લોક મોટાં મોટાં ઘરોમાં રહેતાં, ઘણાં ગુલામો પાસે કામ લેતાં, ઇંગ્લેન્ડથી આવેલી ઉંચામાં ઉંચી ફેશનમાં અમનચમન કરતાં, ઉંચામા ઉંચી ઢબનાં કપડાં પહેરતાં એ લોક ઘોડે બેસીને ફરતાં અને ગુલામો પાસે પાલખીઓ ઊંચકાવતા એ જ લોક ચૂંટાવાને હકદાર ગણાતાં અને ચૂંટાઈને કાયદા ઘડતાં, અને પછી પોલીસ અને લશ્કરની મદદથી કાયદાઓનો અમલ કરાવતા

એ સૌથી ઉપલા દરજ્જાનાં ગોરાં માનવોની નીચેનો દરજ્જો ગોરા ખેડૂતો અને કારીગરોનો હતો અને ગોરાં મજૂરો તથા મજૂરણો પણ સંચા ચલાવવાનું કામ કરતાં હતાં ત્યાર પછી આફ્રિકાથી પકડીને આણેલાં લાખો ગુલામ નરનારીઓનો દરજ્જો આવતો અને પછી થોડાંક મૂળવતનીઓ ઇન્ડિયનો હતાં પણ એમનો તો દરજ્જો હતો જ નહિ કારણ એ બધા વિચિત્ર હતાં અને કહેતાં, 'આ અમારી મા-ભોમ પર અમને પ જીવવાનો હક છે અને મૂળવતનીઓ ગુલામ બનવાની ના પાડતાં એટલે એ બધા મરણ પામી જવાને જ લાયક મનાતાં '

એવાં એ મૂળવતનીઓ સંહાર પામતાં પામતાં સંસ્કૃતિનાં હડસેલાયલા પાછાં હટતાં. એમ સરહદો પાછી હટતી જતી અને એ બધા સરહદની કિનારી પાછળ રહેતાં

હમેશાં પાછી ધકેલાતી જતી સરહદો મૂળવતનીઓનાં લોહીથી ખરડાયલી જ રહેતી એ પણ અજબ હતા નીગ્રોલોકની જેમ કદી પણ આગળ વધવાની કે ઊંચે જવાની બધી ઇચ્છાઓને

મારી નાખી જીવનભરની ગુલામી પસંદ કરવાની એ બધાં ના પાડતાં અને કહેતાં, 'એથી તો મોત વધારે સારું' અને એ બધાં મોતને ભેટતાં મરતાં.

પણ કોઈ વાર એ લોક એકઠાં થઈને 'જીવો અને જીવવા દો...માનવમાત્ર સમાન'ની રણહાકો લલકારતાં જેવો ઝંઝાવાત આવે ને વીખરાઈ જાય... જેવું ઘોડાપૂર ઊમટે ને ઊડી જાય તેવાં આવતાં અને યુદ્ધ કરતા.

૧૬૭૬માં નાથાનીલ બેકનની સરદારી નીચે' વરજીનિયાની સરહદ ઓળંગીને સંસ્કૃતિના પાટનગર જેમ્સ ટાઉનના પાદર પર એમનો ધસારો પહોંચ્યો, અને ગવર્નર બરકલેને, તેમણે સુધરેલાઓના કાયદાને શરણે આવી ગુલામ બનવાની ના પાડી, 'માનવમાત્ર સમાન'ની રણહાક ગજવનાર આ જંગલીઓના ધસારા નીચે ગોરો હાકેમ કંપી ઊઠયો અને જાણે ઘડીભર તો આખી સંસ્કૃતિ પણ હચમચી ઊઠી.

પણ તેથી શું! સંસ્કૃતિનાં નવાં આયુધોવાળાં લશ્કરો આગળ જ ધપતાં હતાં અને આ જંગલીઓ સંહારાતા જતાં હતાં. ૧૭૫૦માં અંગ્રેજ બહાદુરો એપાલાશીઆન પર્વતમાળ સુધી પહોંચી ગયા અને એમના શિકારીઓ સમાચાર લાવ્યા કે પર્વતની પેલી બાજુએ ફળદ્રુપ જમીનો પડી છે અને મીસીસીપી નદીના મનરંજન કિનારાઓ લહેરે છે.

એમ સંસ્કૃતિ આગળ વધી એમ સરહદો મૂળવતનીઓનાં લોહીથી છંટાતી પાછી હટી.

પણ જાણે આઘાત આકાશમાંથી ઊતરી પડે તેમ આ અમરિકનો પર 'હિઝ મેજેસ્ટી ધી કિંગ ઑફ ઇંગ્લેન્ડ'નો ૧૭૬૩માં બનેલો એક કાયદો જાહેરાત કરતો આવી પહોંચ્યો અને બોલ્યો, "મેસાચુસેટથી તે ઠેઠ દક્ષિણ સુધીનાં તેર સંસ્થાનો અમારાં છે."

આ બધા અમેરિકનો ત્યાંથી જ આવ્યા હતા. અને નામદાર અંગ્રેજ રાજાનો ફતવો પણ ત્યાંથી જ આવ્યો હતો. ત્યાંથી આખી દુનિયા પર અંગ્રેજ રાજાના ફતવા નીકળતા હતા એ વટહુકમો લઈને એ જ રાજના અફસરો જીબ્રાલ્ટર, વેસ્ટ ઈન્ડીઝ અને એશિયામાં હિંદ જીતતા હતા. અઢારમા શતકમાં ત્યાં એવું અંગ્રેજી સામ્રાજ્ય બંધાતું હતું. એ સામ્રાજ્યનો અંગ્રેજી મૂડીદાર શાહીવાદ બનીને પોતે ગાદી પર ગોઠવેલી અંગ્રેજશાહીના નામમાં કહેતો હતો, 'અમે શાહે-આલમ છીએ...અમારી આલમમાં તમને તેર સંસ્થાનોને ઉમેરી લેવામાં આવે છે.'

'ના, નામદાર...એ બધુ મૂળવતનીઓ પાસેથી અમે જીત્યું છે...એ અમારું છે અમરિકનોનું.' એમ એ લોક બોલ્યા.

'પણ અમે તમારે માટે...સૌ દેશને માટે કાયદા ઘડયા છે કે....' અંગ્રેજી શાહીવાદ ઘૂરકતો હતો.

અને કાયદાઓનો અમલ કરતો હતો.

એ કાયદાઓ પ્રમાણે હોલેન્ડમાં બનતું કાપડ સીધું અમરિકા આવી શકતું નહિ પણ અંગ્રેજી વેપારીઓને ત્યાં થઈને તેમના નફા ચૂકવીને અંગ્રેજ વેપારીઓ મારફત અમરિકા પહોંચતું

એ જ કાયદાઓ પ્રમાણે અમરિકામાં પાકતી તંબાકુ, ચોખા, ચામડાં, લોખંડ અને બીજી હજાર વસ્તુઓ અમરિકી વેપારીઓ બીજા દેશોમાં સીધા વેચી શકતા નહિ પણ એ બધું સૌથી પહેલાં અંગ્રેજોને જ વેચવુ પડતું અને પછી અંગ્રેજી નફાખોરો તે માલ દુનિયામાં વેચતો.

એટલું પૂરતું નહોતું અંગ્રેજી શાહીવાદ આ બધાં સંસ્થાનો જે અમેરિકા કહેવાતાં તે પોતાનાં જ બનાવવા માગતો હતો.

અને એ બધાં સંસ્થાનોમાં વસતા અમરિકનો માટે કાયદો ઘડતો હતો કે, 'તમારે ટોપીઓ તમારે ત્યાં બનાવવી નહિ...

તમારે ઊન કે લોખંડની વસ્તુઓ તમારે ત્યાં તૈયાર કરવી નહિ ...એ બધું અમે બનાવીને તમને વેચીશું.'

એમ કાયદાઓ જેવા કાયદાઓ ઘડાતા જ જતા હતા કે, 'બધો માલ અમરિકાથી જતો અને અમરિકામાં આવતો અંગ્રેજી વહાણોમાં જ લાવવો અને લઈ જવો.' એ કાયદાનું નામ નેવીગેશન ઍક્ટ. એ કાયદાની અંગ્રેજી દીવાલ દરિયા વચ્ચે દીવાદાંડી જેવી ઊભીને બીજા દેશનાં વહાણોને પાછાં ઠેલતી.

એ બધામાં થોડીક સમજફેર જ હતી. અંગ્રેજો એમ માનતા કે અમરિકનોએ અંગ્રેજો માટે જ જીવવું જોઈએ અને અમરિકનો એમ માનતા કે તેમણે પોતાને જ માટે જીવવું જોઈએ.

અને પછી અમરિકનોએ પોતાની સમજ પ્રમાણે અંગ્રેજ માલિકોને ૧૭૭૬ના જુલાઈના ચોથા દિવસે સાફ સાફ સંભળાવી દીધું, 'અમે તમારા સામ્રાજ્યમાં જીવવા નથી માગતાં...અમે અમારી સરકાર જાતે ચલાવીશું.'

'પણ તમે તેમ ન કરો એવો અમે કાયદો ઘડ્યો છે.' અંગ્રેજી શાહીવાદ બરાડ્યો.

'પણ ,અમારે એમ જ કરવું એવો અમે કાયદો ઘડ્યો છે.' અમરિકનોએ જવાબ દીધો.

પણ અંગ્રેજી પાર્લામેન્ટે આ તોફાની બનતા જતા અમરિકનોની ઉદ્ધતાઈ સામે નવા કાયદા ઘડવાનું ચાલુ રાખ્યું. એમણે ખાંડનો કાયદો ઘડ્યો અને પછી સ્ટામ્પનો કાયદો ઘડ્યો અને બે વરસમાં આ બે કાયદાઓ ઘડીને તેના અમલ માટે વેસ્ટઈન્ડીઝ તરફ વધારે લશ્કરો રવાના કર્યાં.

'માનવમાત્ર સમાન હો' અમરિકા પર આજ સુધી રાતાં ઇન્ડિયનોએ સંભળાવેલો અવાજ અમરિકનો બોલી ઊઠયાં. સૌથી પહેલો એ અવાજ અમરિકન મજૂર ને કારીગર બોલ્યો, અને એ અવાજની રણહાકની આસપાસ એણે પોતાનાં સંગઠન બાંધ્યાં.

એ સંગઠનો 'સન્સ ઑફ લિબરટી' કહેવાયાં. વેપારીઓએ અંગ્રેજી માલનો બહિષ્કાર પુકાર્યો અને બૂમ પાડી, 'માનવમાત્ર સમાન હો' પણ એમની એ બૂમરાણમાં વપરાતા 'માનવ' શબ્દનો અર્થ 'વેપારી' થતો હતો.

અને પાર્લામેન્ટે પાછો અમરિકનો પર ચાનો કાયદો ફેંક્યો. પણ અમરિકનોએ અંગ્રેજી ચા દરિયામાં ફેંકી દીધી, અને ફિલાડેલ્ફિયામાં પોતાની કોંગ્રેસની બેઠક બોલાવી. એ બેઠકે નિરધાર ધર્યો, 'અંગ્રેજ શાહીવાદ આપણો સર્વનાશ માગે છે... આપણને તે નામંજૂર છે...આપણને આપણી પોતાની સરકાર ચલાવવાનો અધિકાર છે.'

અમરિકનોની એ કોંગ્રેસની બેઠકોએ પછી ૧૭૭૬ના જૂનમાં એક કમિટી નીમી ને એ કમિટીના થોમસ જેફરસન નામના એક સભ્યને અમરિકી આઝાદીનું જાહેરનામું ઘડી કાઢવાનું કામ સોંપાયું.

જેફરસને જાહેરનામું ઘડ્યું અને ૧૭૭૬ના જુલાઈ ચોથા દિવસે કોંગ્રેસે તે મંજૂર કર્યું.

આખા અમરિકા પર અંગ્રેજી ડાકુને મારી હટાવવાની રણહાકનો રણનાદ ગાજી ઊઠ્યો, અને અંગ્રેજી ડાકુશાહીવાદ દરિયામાં પાછો હડસેલાઈ ગયો.

પણ આઝાદીનું તહનામું ઘડનાર જેફરસન આજે અમરિકી કોંગ્રેસનો પ્રમુખ હતો. આજે ૧૮૦૩ની સાલગિરાહ ઊજવતો એ હસતો હતો, 'માનવમાત્ર સમાન...! હા, જન્મથી સમાન પણ...વારસાહકથી નહિ અને......'

અને અમરિકી માલિકો માટે 'પથરાયલું' સામ્રાજ્ય એને મીસીસીપીની પશ્ચિમમાં સેંકડો માઇલ પર પથરાયલું દેખાતું હતું. ન્યુ ઓરલીઅન્સનો પ્રદેશ ફ્રેંચ પાસેથી પડાવી લેવાનો અમરિકાની આઝાદ સરકાર કાયદો ઘડતી હતી અને પડાવી લેવામાં મુદ

કરવાનો ખરચ ન કરવો પડે તે માટે પંદરલાખ ડૉલરોની કિંમતથી ખરીદી થઈ શકાય તે માટે વાટાઘાટ ચલાવવા જેફસ મનરોને પેરિસ રવાના કરતી હતી.

અને ૧૮૦૩ ડિસેમ્બરના ૨૦મા દિવસે ન્યુઓરલીઅન્સ પર અમરિકી આઝાદીનો તારાઓ અને પટીઓવાળો વાવટો ફરક્યો. અને 'માનવમાત્ર સમાન'ની રણહાક ગજવ્યા વિના હવે અમરિકી શાહીવાદ નવા પ્રદેશો પર ધસ્યો.

૧૮૧૯માં સ્પેઈન પાસેથી ફ્લોરીડા ખરીદાયો, અને પછી ફ્રાન્સ, બેલ્જિયમ, સ્વીટ્ઝરલેન્ડ અને ડેનમાર્કના સરવાળા કરતાં મોટો એવો ટેક્સસ પ્રદેશ મેક્સીકો પાસેથી પડાવી લેવાયો.

'માનવમાત્ર સમાન'ની જાહેરાત કાયદાઓમાંથી રદ્દી ગઈ. માનવમાત્ર સમાનની રણહાક જેવું વૉશિંગટનનું પૂતળું ચુપ બની ગયું.

અમેરિકન માલિક સૌનો કાકાશામ બન્યો અને એ શિકારી મીસીસીપી પર નૌકાવિહારના હુંકાર ગજવતો બોલ્યો, 'વુ–હૂપ... હું–કાકાશામ, લોખંડ ને ત્રાંસાના જડબાવાળો, ત્રાંબાના જઠરવાળો, મારી સામે થનારનાં મડાં સરજનારો, દેખો તો મારી સળગતી આંખ સામે...

'વૂ–હૂપ...મને સૌ યમરાજ કહે છે–હું વીફરું છું ત્યાં વેરાન સરજું છું, હું બોલું છું ત્યારે ઝંઝાવાત ચિત્કાર કરે છે, મારા ગુસ્સામાં ઘન ગરજે છે, કોલેરા ને શીતળા મારા મોકલ્યા જઈ પહોંચે છે...

'મારો નાસ્તો ઓગણીસ મગરમચ્છો અને એક પીપ વિસ્કીનો છે...મારો પગદંડો ખડકોને તોડી નાખે છે ને મારી નજર નદીઓમાં પાણીઓની વરાળ બનાવે છે–વૂ–હૂ...પ.

'જે હો તે દૂર હટી જાવ...જગત જીતવાનાં બધાં કમાડ

માંરે 'મારે ખોલી નાખો...અને મારી તાકાત પ્રમાણે લોહી પીવા દો અને મરતાંના કકળાટનું મરણ-સંગીત સાંભળવા દો... મારી બાજુમાં રહીને જે હો તે નજર ઢાળીને કુરનિસ બજાવો અને શ્વાસ થંભાવીને હું મારા શિકાર તરીકે જેને કોળિયો કરું તે બોલે, 'જી હજૂર.'

અને ૧૮૯૦માં અમરિકી શાહીવાદી કાકાશામનો દેશ અમરિકા ઍટલાન્ટિકથી પાસિફિક સુધી જડએસલાક જામી ગયેલ.

### પ્રકરણ બીજું

## જગતજનતાના દુશ્મન
## અંગ્રેજ-અમરિકી શાહીવાદ

ત્યારે ય એમણે એ જ કહ્યું હતું. પહેલા નબરના વિશ્વ-યુદ્ધમાં એમ કહ્યા વિના કર્યાં છૂટકો હતો કે બધાં યુદ્ધોનો અંત લાવવા અમે આ યુદ્ધ લડીએ છીએ. અને પછી બીજા નબરનું વિશ્વયુદ્ધ આવ્યું. બે યુદ્ધ વચ્ચેના સમયમાં એમ કહેનારાંની લીગ ઑફ નેશન્સનું શું થયું ?

મંચુરિયા પર જાપાન ચઢ્યું ત્યારે, સ્પેઈન પર ફ્રાંકોનો ફાસીવાદ લોકસંહાર રચી રહ્યો ત્યારે અને એબીસીનિયા પર મુસોલીનીએ તરાપ મારી ત્યારે એ બધાની તપાસકમિટીઓ નિમાઈ અને ઝાંઝવાના આભાસ જેવી લીગ ઑફ નેશન્સ ઓગળી ગઈ.

અને ચેમ્બરલેને છત્રી ઓઢી લીધી. જર્મન ફાસીવાદ બીજા વિશ્વયુદ્ધની ધરી પર રેન્કોનાં ચક્રોમાં તેલ પૂરતો હતો. કાળી ને ભૂખરી ટગલીઓ બીજા વિશ્વયુદ્ધનું રીહર્સલ કરતી હતી. ત્યારે અંગ્રેજ સિંહ લોંકડી બનીને બેઠો હતો, અને પોતાની કેશ-વાળી ચાટતો, પોતાનું સામ્રાજ્ય સાચવવાના અભિનય કરતો બીજા-વિશ્વયુદ્ધના ખેલાડીઓની ખુશામત કરતો આળોટતો હતો.

પાર્લામેન્ટોની માતાએ એનું બંધારણ બાંધ્યું હતું ઉદ્યોગોની ક્રાન્તિ એને આંગણે પહેલી થઈ હતી. લોકશાહીનું નામસ્મરણ એની જીભ પરથી ટપકયા કરતું હતું. તો ય એ ટોરી હતો. લોક-શાહીને એણે દુશ્મન દેખી હતી. સામ્રાજ્યનાં લોહી ચૂસેલાં હાડ-પિંજરો એનું આખરી દૌલતખાનું હતું. જગત હવે અને પોતે

પણ હુએ તો ય હોલનખાનુ છાતી સાથે બાંધીને ડુબવામાં જ એને રસ હતો

એટલે એણે ઓસ્ટ્રિયાનુ ખૂન લેવા કર્યું. એક પ્રજા પર ફરતી રણગાડીઓ દેખ્યા કરી પોલેન્ડને ખાલી વચન આપીને ઇચ્છ્યા કર્યું કે એ પૂર્વદેશ જશે...

પણ નાઝી બર્બરોએ પૂર્વનાં લાલ નિશાન સર કરવાની હામ બીડીને આપઘાત કરવાને બદલે યરોપ પર નિર્ણય મેળવવાનો કદમ ઉઠાવ્યો

એટલે એણે યુદ્ધ તો મેળવવુ પણ પણ નહોતુ જોઈતુ તેવુ

અને યરોપના શાહુકાર અમરિકી માલિક પણ યુદ્ધની પાસે પાસે આવવા માંડ્યુ અને મહાન રૂઝવેલ્ટે અમરિકાને લોક શાસનના શસ્ત્રાગાર તરીકે જાહેર કર્યો પણ અંગ્રેજી કે અમરિકી માલિકશાહીએ નફાનુ સોનુ મેળવવાના હડકવામાં ફાસીઝમ સામે લડવાનાં શસ્ત્રોની કદી પરવા જ નહોતી કરી

એટલે અંગ્રેજી દીકરાઓ લાખોની સખ્યામાં સોમ અને ડંકર્કમા ભરાઈ પડ્યા અને દરિયાના ભંડારિયામાં એમનાં મડા ભરાયાં કર્યાં થોડાક જીવતા રહીને દરિયાઈ ખાડી પાર કરીને અંગ્રેજી કિનારે ઊતર્યાં તે બધા હથિયાર વિનાના, ચીંથરેહાલ, બેહાલ અને ગુરખા તથા કટાળાથી ઊભરાતા હતા એ દીકરા ઓને ગરદન મારવાનો અપરાધ અંગ્રેજી શાહીવાદીઓએ કર્યો હતો. એમણે જ એમને ફાસીવાદ સામે લડવાની તાલીમ અને શસ્ત્રો આપવાને બદલે ફાસીવાદીઓને જ નાણાના હમલા ધીર્યા કર્યા હતા એ દેવાળિયાઓએ જનતાનાં જતનને ગીરે મૂક્યાં હતાં તેની ચૂકવણી સોમ અને ડંકર્ક મુકામે લાખ જુવાન જોધોને ગરદન મારીને કરવી પડી હતી

સોમ અને ડંકર્કના શહીદોને એ રીતે દરિયામાં વધેરી દઈને

અંગ્રેજી માલિકશાહી દેવાળું ફૂંકવાની ધન્ય ઘડી વિચારી રહી હતી. ડંકર્ક અને સોમ પર એની અક્કલહોશિયારીમાં જે હતું તે ઠલવાઈ ગયું હતું. ત્યાં જ એની ઔદ્યોગિક તાકાતનો તાજ નીકળી ગયો હતો.

અને ખુલ્લા તથા બચાવ વિનાના કિનારા પર હિટલર ગમે ત્યારે ઊતરી આવશે તેવો અંદાજો નીકળી ચૂક્યો હતો. હિટલર ફ્રાન્સનો વિજય સંપૂર્ણ બનાવીને અંગ્રેજી ખાડી ઓળંગી જશે એમ સૌને લાગતું હતું.

પણ હિટલરે ખાડી ઓળંગવાનો હુકમ ન આપ્યો કારણકે અંગ્રેજી ધરતી પર પાંચમી કતારનો પગરવ જમાવવા એને અલાયદી રાખવી અને મારો ચાલુ રાખવો એવો એણે યુદ્ધનો તરીકો અજમાવ્યો, અને પોતે યુરોપ પર નિર્ણય મેળવી લીધો છે એમ માનીને પૂર્વ પર પ્રયાણ કરવાની તજવીજમાં પડ્યો.

હિટલર શીંત ભૂલ્યો હતો.

અંગ્રેજી શાહીવાદી સિંહ મરણ નહોતો પામ્યો પણ પોતાનું સામ્રાજ્ય ટકાવી રાખવા લડવાને તૈયાર હતો. અમરિકી યાંકી શાહીવાદ એ ઘરડા સિંહને પોતાના સરકસને પૂછડે બાંધીને તેને બકરી સાથે પાણી પીવડાવવાની રમત શીખવીને આખી દુનિયા પર પોતાનો શાહીવાદ ઠોકવાની ધન્ય તક ઝડપી લેવા તૈયાર બનતો હતો.

અને હિટલર ધારતો હતો તે પ્રમાણે યુરોપ એના પગમાં પડ્યો હતો પણ નવા ભાનવાળી યુરોપની જનતાની લડાયક તાકાતનો આંક કાઢવાનું જ એ ભૂલી ગયો હતો.

એટલે સોવિયટ જનતાની તાકાત આગળ માર ખાઈને ફાસીવાદી પશુ સ્ટાલિનગ્રાડના સંગ્રામમાં પરાજય પામીને એની યુરોપની બોડમાં પાછો હટતો ગયો. સોવિયટ જનતાએ ખુલા કરેલા ફાસીવાદના પગલાંયે પછી અંગ્રેજ–અમરિકી લશ્કરોની હિંમત પણ

વધારી મૂકી અને ૧૯૪૩ના જુલાઈમાં અંગ્રેજ-અમરિકી લશ્કરોએ શીસીલી જીત્યું.

એમ બીજા વિશ્વસંગ્રામમાં એ તબક્કો મુક્તિ-હિલચાલ તરીકે ઓળખાયો. મુક્તિ-હિલચાલ અંદર-બહાર ઘૂમવી ઊઠી. અંદરનાં લોકપરિબળોએ આજ સુધી ફાસીવાદી હકૂમત સામે કંઈ ને કંઈ કર્યા જ કર્યું હતું તેવાં પરિબળો અંદરથી સંગઠિત થઈને વિશ્વયુદ્ધ પછીની દુનિયાનો નવો આકાર ઘડવા માંગતાં હતા ફાસીવાદને હરાવનાર મિત્રોનાં લશ્કરો જે દેશને નાઝી એડી નીચેથી મુક્ત કરતાં તેમની હિલચાલ અંદરનાં લોકબળોની જ તરફદારી કરે એમ માનવામાં આવતું હતું

પણ એ મુક્તિ-હિલચાલના આરંભમાં જ અંગ્રેજ-અમરિકી સરકારની શાહીવાદી ચાલ ખુલ્લી પડવા માંડી. ફાસીવાદી એડી નીચેથી છુટકારો પામતા પ્રદેશોમાં લોકહિલચાલને અંગ્રેજ-અમરિકી શાહીવાદી વિજેતાઓ દબાવવા લાગ્યા. એ બંનેને લોકહિલચાલ તો જોઈતી જ નહોતી. એમણે લોકહિલચાલનાં દમન આરંભ્યાં અને 'જેવું હતું તેવું ફરી હો' એવા 'સ્ટેટસ-કો'ના લોકવિરોધી ચક્રને ક્રિયાકારી કરીને જૂના સડેલાં, લોકવિરોધી અને ક્રાન્તિવિરોધી બળોને તથા વર્ગોને આગળ લાવવા માંડ્યાં.

બીજી તરફ રશિયાની સોવિયટોના લોકલશ્કરોએ જે પડોશી દેશોમાં મુક્તિ-હિલચાલ ખુલ્લી કરી ત્યાંનાં લોકપરિબળો સૌથી આગળ આવ્યાં અને ત્યાંના સમાજે નવાં પ્રાગતિક પરિબળોને અપનાવી જનતાની આઝાદીનાં રૂપ રચવા માંડ્યાં.

એમ પડદો ખુલ્લો થયો અંગ્રેજ-અમરિકી શાહીવાદના પડછાયામાં ચાલતી લોક-સહકારની મેલી રમતો દેખાવા માંડી. એ સાથે જ લોક-હિલચાલના જનતાની આઝાદીનાં ઊઘડતાં સ્વરૂપો પણ સોવિયટની રાહબરી નીચે સાફ દેખાતાં થયાં.

ઇટાલીને મુક્ત કરીને અંગ્રેજ-અમરિકી શાહીવાદે લોર્ડ રૈનેલ નામના એક હડકાયા ફાસીવાદીને ઇટાલીના રાજકીય આગેવાન તરીકે જાહેર કર્યો. અંગ્રેજ-અમરિકી મૂડીપતિનો વાવટો ફરકાવતો એ લોકવિરોધી મુક્તિ-હિલચાલની કાળી બાજુનું કલંક બનીને લોહીલુહાણ ઇટાલી પર ઊતરી આવ્યો.

પણ એ જ અરસામાં બીજી તરફ સોવિયટ રાહબરી નીચે ઝેકોસ્લોવાકની લોકજનતા જોગ ડૉ. બેનીસે ઐતિહાસિક જાહેરાત, ૧૯૪૩ના ફેબ્રુઆરીના ૧૩મા દિવસે કરી કે:—

'અમે દેશવટેથી પાછા આવનાર તમામ, અમારી હકૂમત તથા અમારો વહીવટ એક પ્રજાને પાછો સુપરત કરી દીધેલો જાહેર કરીએ છીએ તથા અમે અમારાં કાર્યો તથા તેનાં પરિણામો જેને માટે અમે મગરૂર છીએ તેનો હિસાબ અને જવાબ એક પ્રજાને આપીશું તથા ઝેક અને સ્લોવાક જનતા સમક્ષ અમે અમારાં નમન પેશ કરીએ છીએ કે જેણે ફાસીવાદની એડ નીચે પોતાનો નાશ થવા નથી દીધો અને લોકલડત ચાલુ રાખી વિજય મેળવ્યો છે.'

ડૉ. બેનીસની આ જાહેરાતે એટલાન્ટિક ચારટરને યાદ કરાવ્યો અને પાઘડી ફેરવી બેસવાની કારવાહી કરનાર અંગ્રેજ-અમરિકી શાહીવાદીઓના પેટમાં તેલ રેડ્યું. મુક્તિ-હિલચાલની ઉષામાં બેનીસનો એ અવાજ અંગ્રેજ-અમરિકી શાહીવાદનાં કાળાં કરતૂકને લજવી રહ્યો. મુક્તિ-હિલચાલનો લોકનાદ પછી યુરોપના મુક્ત થતા દેશો પર ફરી વળ્યો.

'...જેવું હતું તેવું ફરી હો' બોલનાર પ્રતિક્રાન્તિના અંગ્રેજ-અમરિકી શાહીવાદી પાછાવા જગતને વધારે સારું બનાવવા આપભોગ આપનાર લાખો લોકયોદ્ધાઓના બલિદાન પર પાણી ફેરવવા તૈયાર થતા હતા. જગતભરની જનતાઓએ

ફાસીવાદને મારી હટાવવા દીધેલા લાખો દૂધમલ દીકરાઓના ભોગ મિથ્યા બનાવી પહેલા વિશ્વયુદ્ધ પછી કર્યું હતું તેવું કરવા અંગ્રેજ-અમરિકી સોદાગરોએ આઝાદીની જબાન બોલીને જનતાનો જુવાળ કચડવાની કારવાહી શરૂ કરી દીધી. જગતભરની વસ્તીઓને રંજાડનાર ફાસીવાદી પશુએ જ્યારે જગતભરની જનેતાઓના ધાવતાં બાળકોને છાતીએથી વછોડીને વધેરી નાખ્યાં હતાં તેવી કાળરાત્રિ ફરી વાર નહિ આવવા દેવાની લોકઆઝાદી-ની પરિસ્થિતિ રચવા માગતી જનતાની હિલચાલ પર અંગ્રેજ-અમરિકી શાહીવાદી પશુ ફાસીઝમની પૈશાચિક ખોડાને ફરી વાર ઢંઢોળતો, ફાસીવાદી પડછાયાઓને ફરી વાર દૂધ પાઈને બેઠા કરતો જગતજનતાની હિલચાલ સામે ગોઠવાતો કહેતો હતો: 'જેવું હતું તેવું ફરી હો.'

જેમાં પહેલા જેવી જમીનદારી બીજા વિશ્વયુદ્ધ પહેલાં હતી, જેવી રજવાડાશાહી બીજા વિશ્વયુદ્ધ પહેલાં રાજ કરતી હતી, જેવી શોષણખોરીની કારવાહીવાળી પછાત પ્રદેશો પરની એની ખૂની હકૂમત હતી, જેવા પ્રતિક્રાન્તિનાં પરિબળો, લોક-સંગઠનને, લોક-સહચારને અને પુખ્ત મતાધિકારને પહેલા કચડતા હતાં તથા એ અંગ્રેજ-અમરિકી શાહીશાહ માટે ચરી ખાવાની અમમાનવોની શ્રમ-પેદાશની વાડીઓ ખુલ્લી રાખતાં હતાં, તેવું જૂનું જગત ફરી હો એવી એકમાત્ર કારવાહીના ખીલા દેશ દેશમાં ઠોકવા એ અંગ્રેજ-યાંકી શાહીવાદ આતુર બન્યો હતો

એ માટે એ જૂની પરિભાષા છોડવાને તૈયાર હતો, એ માટે એ નવા પોશાક પહેરીને સમાજવાદી અને કહેવાતા મહાજનિયા મજૂરપક્ષોને આગળ ધરવા તૈયાર હતો. પણ એની એક જ નેમ અને એક નિશાન અંધને પણ દેખાય તેવા સ્પષ્ટ બનતાં હતાં. લોક-હિલચાલને દબાવી પ્રતિક્રાન્તિના પડછાયાઓને જગતનાં

સંચલન સોપેલાં રાખી પોતાના સામ્રાજ્યવાદને ટકાવી રાખવા વિના એની કાઈ પણ ક્રિયામાં બીજો એક પણ હેતુ હતો નહિ.

વિશ્વયુદ્ધનો સંગ્રામ તો હજુ સુસવતો હતો ત્યારે ચર્ચિલ સોવિયટ-વિરોધી બ્લોક રચવાની કાર્યવાહી શરૂ કરતો હતો. થોડા જ દિવસ પર યુગોસ્લાવના લોકનાયક ટીટોને ગદગદ બનીને ભેટયા પછી તરત જ અંગ્રેજી શાહીવાદનો એ નટખટ રોમમાં મીહાજ્લોવીક અને હોરથી સાથે તથા રૂમાનિયા અને બલ્ગેરિયાના ફાસિસ્ટો સાથે તથા હેપ્સબર્ગના ક્રાન્તિવિરોધીઓ, અને ગ્રીસના રજવાડીઓ સાથે ખાનગી મંત્રણાઓ કરતો પૂર્વ યરોપમાંની જનહિલચાલને કચડી નાખવાની કારવાહી વિચારતો હતો.

અને અમેરિકામાં ' ન્યુ ડીલ ' પેશ કરીને જર્મન ફાસીવાદ સામે લડાઈ જાહેર કરીને રૂઝવેલ્ટે અમેરિકી પરદેશનીતિ પ્રાગતિક બનશે એવી આશા ઊભી કરી હતી પણ એ આશાને મિથ્યા પુરવાર કરતા બનાવો અમેરિકાની સીનેટના ક્રાન્તિવિરોધી વલણમાં દેખાતા હતા. સીનેટમાં ચર્ચિલની લાગવગ વધતી હતી જેમ ઈંગ્લેન્ડમા તેમ અમેરિકામાં બહારના ફાસિસ્ટો અને રજવાડી તત્ત્વો આરામ કરવા આવ્યાં હતાં અને અમેરિકી સીનેટના મહાનો હેપ્સબર્ગના ઓટો અને ફરદીનાન્દ જેવા ડયુકા સાથે તથા હંગેરી જમીનદારશાહીના આગેવાનો ટીબોર અને એકહાર્ટ સાથે મીજબાનીઓ માણતા હતા.

અને ત્યાં તો સાન-ફ્રાનસિસ્કો પરિષદની સફળતા માટે મથતો રૂઝવેલ્ટ એ પરિષદ શરૂ થાય તે પહેલા મરણ પામતો હતો. ત્યાર પછી અગિયારમા મહિને ચર્ચિલ જેને હેરી કહેતો હતો તે, અમેરિકાના નવા પ્રમુખ સાથે ( ટ્રુમેન ) મીસુરી ઊડીને જગત જોગ બેશરમ રીતે જાહેર કરતો હતો કે એને સંયુક્ત રાષ્ટ્રસંસ્થામાં શ્રદ્ધા નથી પણ સંસ્કૃતિનું રક્ષણ કરવા માટે અણુબોમ્બ વડે રશિયા પર હલ્લો કરવો જોઈએ.

ત્યારે એવું કહેવાની બેફામ છૂટવાળા ચર્ચિલનો બાઈબંધ પેરીસ, હેરી અમરિકાના નવા પ્રમુખપદેથી અણુબોમ્બ રાજનીતિને અમરિકી દેશ જોગ ખુલ્લી મૂકતો હતો.

અમરિકાનું નૌકાખાતું એડમિરલ બોવેનની દેખરેખ નીચે સંહારનાં નવા આયુધો માટે એક નવું ખાતું ખોલતું હતું. એ ઉપરાંત સામુદાયિક સંહારની નવી શોધખોળ માટે અમરિકાનું યુદ્ધખાતું, ૩૫૦,૦૦૦,૦૦૦ ડૉલર મંજૂર કરતું હતું, તથા સામુદાયિક સંહારનાં આયુધોની શોધખોળનો મેજર જનરલ, ઓરાં નવો સંચાલક નિમાતો હતો અને કહેતો હતો કે અમે અણુ-બોમ્બ ઉપરાંત નવી જાતનાં સંહારઆયુધો શોધી કાઢવા માગીએ છીએ જેમાં રોગજંતુ પણ મુખ્ય બને છે. અને આ નવા ખાતામાં વોશિંગટનની વિદ્યાપીઠનો પ્રમુખ કયેઇડિ હેકમારત્રીન ડેપ્યુટી કલેકટર નિમાયો એ જ રીતે વિમાનયુદ્ધ માટે તે ખાતામા પણ ખાસ સંશોધક વિભાગ ખુલ્લો મુકાયો અને તે માટે ૫,૦૦૦,૦૦૦ ડૉલરને બદલે ૧૮૫,૦૦૦,૦૦૦ ડૉલર મંજૂર થયા

સેંકડો વૈજ્ઞાનિકોને સામુદાયિક સંહારનાં આયુધો ઘડવા શાહીવાદના રથુરથ પર નોતરી દેવામાં આવ્યા. અમરિકાની શાહીવાદી ઘટનામાં વિજ્ઞાને જાણે લશ્કરી પોશાક પહેરી લીધો. એડીસને અમરિકાની રોશની પ્રગટાવ્યા પછી અમરિકી શાહીવાદે જગતભરમાં સંહાર અને અંધકાર મચાવવા વિજ્ઞાનનો વ્યભિચાર શરૂ કર્યો.

અમરિકાનો વૈજ્ઞાનિક આઘાત પામ્યો. અમરિકાની શોધક બુદ્ધિ જ ખવાઈ જઈને આ પૈશાચિકતા સામે પુકાર ઉઠાવી રહી. ૧૯૪૬ના ઓક્ટોબરમાં અમરિકાનો વૈજ્ઞાનિક ડૉ. મોરીસન અમરિકન વિજ્ઞાન સામે લાલ બત્તી ધરીને ઊભો. મેસાચુસેટ ટેકનોલોજીકલ ઇન્સ્ટીટ્યુટનો જગતવિખ્યાત ગણિતશાસ્ત્રી વીનર આ સંહારક શોધખોળનો બહિષ્કાર કરવાની વાત 'એટલાન્ટિક મન્થલી'મા જાહેરો.

પણ અમરિકી શાહીવાદી વિચાર્ય તો અમરિકી વૈજ્ઞાનિકો સામે નાણાની મોટી લાલચ ધરીને જેવો ને તેવો આગળ વધી રહ્યો વિજ્ઞાનને લશ્કરી પોશાક પહેરાવી એ યાકીએ સયુક્ત રાષ્ટ્રોના મૂળભૂત પાયાને ખોદી નાખવાની કારવાહી આરભી દીધી

ચર્ચિલ અને અમરિકાનો નવો પ્રમુખ ટ્રુમેન નવા મહાસહારની વહેલ હાંકવા બેસી ગયા

અગ્રેજ-અમરિકી અણુ-શાહીવાદ ચર્ચિલ-ટ્રુમેનની લોકહિલચાલને કચડનારી જોડકી બનીને જેની સામે જગતના ચિંતકોએ, વૈજ્ઞાનિકોએ અને તમામ પ્રગતિશીલોએ ફટર કોપ જાહેર કર્યો હતો તે કરવા નીકળી ચૂક્યા

હિટલરે બ્લીઝક્રીગથી એ જ કરી જોયું હતું એજ બ્લીઝક્રીગને વધારે ભયાનક અને સહારક બનાવીને સમુદાયનો સહાર કરવાનું આયુધ ધરીને આ બીજા વિશ્વયુદ્ધના ઉપસહારમા જગતભરમાં લોકહિલચાલને, પ્રગતિને, જનસગઠનને, લોકશાસનને અને લોકમતાધિકારને કચડી નાખી, પહેલાં હતું તેવુ જૂનુ જગત જાળવી રાખવા ફાટેલા જગત પરના આકાશને જ્યા સઘાય ત્યાં સાધી રાખવા સામુદાયિક સહારની ડુગડુગી બજાવતી અગ્રેજ—અમરિકી અણુ-શાહીવાદી જોડકી નીકળી પડી.

ત્યારે કાળનાં પરિબળોની આગળ વધતી જનતાની તાકાતની અચૂક આવતી હિલચાલની આગાહી આપતો અવાજ જોસેફ સ્ટાલીને પહેલા વિશ્વયુદ્ધના અતમા જ એ શાહીવાદી વિગ્રહખોરોને સભળાવી દીધો હતો, એ જ અવાજ આ બીજા વિશ્વયુદ્ધના ઉપસહારમાં વધારે તાજો લાગતો હતો કે—

'And let not Messrs the bourgeoisie blame me if some of the governments so near and dear to them which to-day rule happily by

the grace of God are missing on the morrow after the out-break of such a war.'

જગતજનતાને કચડતી રાખવા અને પોતાનાં ખૂની શોષણ કાયમ રાખવા અંગ્રેજ-અમરિકી શાહીવાદોએ ડૉલરોનાં દૂધ પાઈ પાઈને ટકાવી રાખેલી જમીનદારી, રજવાડી અને નફાખોર સોનેરી ભૂતાવળોની સરકાર વિશ્વયુદ્ધના 'અંતમાં ઇતિહાસની કચરાપેટીમાં પુરાઈ જાય તો પોતાને દોષ ન દેવા રૂસી જનતાના લોકનાયક સ્ટાલીને કહેલી વાત' આજે પાછી શાહીવાદી ડાકણો સંભારતી હતી. અંગ્રેજી શાહીવાદે મજૂરપક્ષનો બૂરખો પહેરીને પણ સંભાળી શકાય તો ખૂની સામ્રાજ્યવાદની કારવાહી સંભાળી રાખવા એટલા જ માટે તો પોતાના રેફ્રીજરેટરમાં ગ્રીસ અને યુગોસ્લાવના મહારાજા બહાદુરને સઘરી રાખ્યા હતા અને અંગ્રેજી શાહીવાદના ઢીંગલા જેવા એ પિશાચો જીવતા રહ્યા હોવાનો શોર મચાવી પોતાની જૂની સરકારોના નામમાં જાહેરાતો કરતા હતા. પણ યુગોસ્લાવની લોકજનતા તો સંપૂર્ણ લોકસરકાર રચીને એ મહારાજાના મંત્રીને કહાવતી હતી કે આપ નામદાર અંગ્રેજી સંગ્રહસ્થાનમાં જ વધારે શોભો છો અને અહીં આવવાનું સાહસ કરશો તો તમારી ખૂની અને અપરાધી જાત ધૂળમાં રગદોળાઈ જશે એક જ રાતમાં સરકારે કાયા પલટી હતી. અંગ્રેજી શાહીવાદી ડાકણો કોઠીમાં મોઢું ઘાલીને કકળાટ કરતી હતી પણ હાથ ઘસીને બેસી રહેતી હતી.

પણ ગ્રીસ ! એણે મ આપભોગનો ગજબ જગવ્યો હતો. ફાસીવાદી મુસોલીનીનાં યંત્ર-આયુધોને એ જ ગ્રીક જનતાનાં દીકરા-દીકરીઓએ પોતાનાં હાકનાં વજ્રાયુધો ઘડીને પરાસ્ત કર્યાં હતાં. ફાસીવાદી ધરીનો ઇટાલિયન ડાઘુ અહીં જ ભોયભેગો થયો હતો. ફાસીવાદી ફણીધરની મૂછ મરડીને ગ્રીકગેરીલાં ગ્રીસની ગિરિમાળ પર અંધારાં ઉજાળતાં, ગ્રીસની ગહ્વરોને જનજેહાદની

રણહાકથી ભિસરાવતાં, ગ્રીસની જંગલઝાડીઓને માનવતાની યુદ્ધહાકથી ભરી દેતાં પરાજય પામ્યાં નહોતાં.

ત્યારે ગ્રીસનો રાજા બહાદુર પોતાના રાણીવાસ સાથે અંગ્રેજી શાહીવાદનાં રંગભવનોમાં નાચતો સોનેરી પીણું ગટગટાવતો પ્યાલીમાં કેફી નજર ફેંકતો ગેરીલાની છબીની કલ્પના કરતો કંપી ઊઠતો હતો.

અને ત્યારે જ એ શાહીવાદે સાચવેલી કહેવાતી સરકારનો સરમુખત્યાર મેટાકસસ ૧૯૪૦ના ઓક્ટોબરમાં જ ભાગી ગયો હતો, અને મરતો હતો. ગ્રીક પાર્લામેન્ટને બરતરફ કરનાર એ લોક-અપરાધી ગ્રીક રાજા બહાદુરનો જ નીમેલો હતો અને અંગ્રેજ–અમરિકી શાહીવાદે એ જ રાજા બહાદુરને તિલક કરી રાખીને પોતાની ખોલખાલો ગાનાર શ્વાનની જેમ સાચવી રાખ્યો હતો.

પણ ગ્રીક જનતા ૧૯૪૩ના એપ્રિલમાં જ તમામ પક્ષોના આગેવાનોની સહીવાળી જાહેરાત કરતી હતી કે; 'ગ્રીસ દેશ મુક્ત થતાની સાથે જ ગ્રીસની તમામ જનતાનો મત લેવામાં આવશે તથા એ મત પ્રમાણે જ ગ્રીસની નવી સરકાર નક્કી થશે. એવો પ્લેબીસાઈટ લેવાય ત્યારે ઇંગ્લેન્ડ, રશિયા અને અમરિકી સરકારોને એ પ્લેબીસાઈટની કારવાહી યોગ્ય અને નિષ્પક્ષ થાય તેની દેખરેખ રાખવા પોતાના પ્રતિનિધિઓ મોકલવાની વિનંતી કરવામાં આવશે. એ પ્રમાણે લોકમત પોતાનો નિરધાર પ્લેબીસાઈટથી મુકરર ન કરે તે પહેલાં ગ્રીકનો હાલનો રાજા જ્યોર્જ કે તેના કોઈ પણ વંશવારસે ગ્રીસ દેશમાં પ્રવેશ કરવો નહિ.'

ગ્રીક જનતાનો આ નિરધાર સાંભળતો અંગ્રેજી શાહીવાદનો આડતિયો જ્યોર્જ ઇજિપ્તના કેરો નગરમાં આવીને બેઠો હતો. અંગ્રેજી શાહીવાદ એ કેરો પર બેઠેલા રાજા બહાદુરને ગ્રીક જનતાનાં ખૂન પર ગાદીનશીન કરવા માગતો હતો અને કહેતો હતો: 'રાજા

જ્યોર્જ બીજો જ ગ્રીસને બચાવી શકશે. શાહીવાદની એ જમાનને ખબર હતી કે અંગ્રેજી શાહીવાદની લોકવિરોધી ચાલ ખેલવી હોય તો રાજા જ્યોર્જ વિના બીજું કોઈ ગ્રીસમાં એ ખૂની ચાલને બચાવી શકે તેમ હતું નહિ.

પણ રાજા બહાદુરને એકદમ ગ્રીક જનતા પર ગોઠવી દેવું સહેલું નહોતું એટલે અંગ્રેજ શાહીવાદે એ ગોઠવણીની આડે આવે તેવી ગ્રીક જનતાના લોકશાહી સંગઠન ઇ. એમ. એમ. અને તેના લડાયક સંગઠન ઈલાસને દબાવી દેવાની કારવાહી ગ્રીસમાં જનતાનો મત લઈને સરકારનું રૂપ ઘડવાનું વચન દઈને કામચલાઉ આવેલી પેપેનડ્રો સરકાર મારફત શરૂ કરાવી. એ સરકારે અંગ્રેજી લશ્કરોને પોતાને ત્યાં રહેવાની રજા આપી અને અંગ્રેજ શાહીવાદી રમત શરૂ થઈ ગઈ.

એ પેપેનડ્રો સરકારે જનતાના લડાયક સંગઠન ઈલાસને તથા તમામ ગેરીલાઓને દશ દિવસમાં પોતાના તમામ હથિયારો સોંપી દેવાનો હુકમ કર્યો એક તરફ ફાસીવાદી મંડળોને અને તેમની ટુકડીઓને હથિયારો આપવાની શરૂઆત કરીને બીજી તરફ જનતાની આઝાદીના લડવૈયાઓનાં હથિયાર પડાવી લેવાના આ ફરમાને ગ્રીક જનતાનો રુદ્ર કોપ જગવ્યો. ૧૯૪૪ના ડિસેમ્બરના ત્રીજા દિવસે એ ફરમાનનો વિરોધ કરવા એથેન્સમાં વિરાટ સરઘસ નીકળ્યું.

બ્રિટિશ શાહીવાદી લશ્કરે આ સરઘસ પર ગોળીબાર કરી એથેન્સના રસ્તાઓ પર લોહી છાંટ્યું. પિંડુ બનેલી સરકારમાંથી લોકશાહી ઈ. એ. એમના ૭ પ્રધાનોએ વિરોધમાં રાજીનામાં આપી દીધા.

અંગ્રેજ શાહીવાદનાં ગ્રીક પ્યાદાને એ જ જોઈતું હતું. પુખ્ત મતાધિકારવાળી લોકપ્રતિનિધિ સભા બોલાવવાનું લેબેનોન મુકામે આપેલું વચન તો જૂની સરકારે ગ્રીસમાં પેસવા પૂરતું જ આપ્યું હતું.

અને તરત જ ગ્રીસના પાટનગર એથેન્સ પર અંગ્રેજી વિમાનોએ શાંતિ સાચવવા બોમ્બમારો શરૂ કર્યો. એથેન્સ પર અંગ્રેજી વ્યવસ્થાનિયતની મુક્તિહિલચાલ શરૂ થઈ ગઈ. ગ્રીસનાં લોકવિરોધી તત્ત્વોને ગાદીનશીન કરવાની, તેમને મુક્ત કરવાની અને રાજા બહાદુરને તાજ પહેરાવવાની આ અંગ્રેજી હિલચાલ હતી. એથેન્સની શેરીઓમાં અંગ્રેજી વિમાનોના બોમ્બમારાથી હજારો માણસો મરેલાં પડ્યાં.

અને પછી અંગ્રેજી શાહીવાદે ૧૯૪૫ના જાન્યુઆરીમાં પેપેનડ્રીઓનની જગા પર પ્લેસ્ટીરાસને ગોઠવ્યો. અંગ્રેજી શાહીવાદી છાપાંએ એ પ્લેસ્ટીરાસને લોખંડી હાથવાળો કહીને માન આપ્યું.

અંગ્રેજી લશ્કરોની મદદ વડે પ્લેસ્ટીરાસે પોતાની લોખંડી કારવાહી શરૂ કરી. બ્રિટિશોને વરેલો પ્લેસ્ટીરાસ હિટલરના હાકેમ પેંગાલોસનો હાથો હતો અને ત્યારે ગ્રીક દેશભક્તોના ખૂની તરીકે નામીચો બન્યો હતો.

એમ આખા જગતના લોકઅભિપ્રાયને ઠોકરે મારીને બેશરમ બનેલો અંગ્રેજી ડાકુ ગ્રીસ જનતા સામેનો નિકંદન-સંગ્રામ શરૂ કરી ચૂક્યો. અંગ્રેજી સંગીનો ગ્રીસ દેશના દેશદ્રોહીને ગ્રીસનો સરકારી વડો બનાવીને તાંડવ ખેલી રહી. અંગ્રેજી જનતા પર અંગ્રેજી શાહીવાદી પિશાચ જગતભરમાંથી શરમ ઉતારી રહ્યો.

અંગ્રેજી શાહીવાદે મચાવેલા સંહારમાંથી ગ્રીક જનતાને ઉગારી લેવા ઈ. એ. એમ. અને ઇલાસે વારકીઝા મુકામે જનરલ પ્લેસ્ટીરાસ સાથે સલાહ કરી. એ સલાહ પ્રમાણે ઈલાસે પોતાનાં આયુધો પ્લેસ્ટીરાસ સરકારને સુપરત કર્યાં. પણ પ્લેસ્ટીરાસે સલાહનો ભંગ કરી જનતાનાં લડાયક એકમો પર સંહાર શરૂ કર્યો.

પાછી અંગ્રેજી શાહીવાદને ગ્રીસની સરકારને બદલવાની ફરજ પડી. એણે એડમિરલ વલગેરીસ નામના એક ફાસીવાદી નામચીનને ૧૯૪૫ના એપ્રિલના ૯મા દિવસે સરકાર સોંપી. એ સરકારે

વારકીઝાની સલાહને નામંજૂર કરી અને તમામ લોકશાહી સંગઠનોને કચડી નાખવાનો કારભાર અંગ્રેજી શાહીવાદનાં લશ્કરોની કુમક લઈને શરૂ કરી દીધો. આખા ગ્રીસ દેશ પર લોકશાહી શ્વાસ પર જાલિમનો રાજદંડ ફરી વળ્યો. ગ્રીક જનતાનાં ઘર ખૂંદાયાં, ગ્રીક દેશભક્તો વીંધાયાં. ગ્રીસ દેશ પર અંગ્રેજી શયતાનનો ખૂની હાથો કાળો કેર વરતાવી રહ્યો વિજયદિન ગ્રીસમાં નવી રીતે ઊજવાયો. વિજયદિન પર ગ્રીક જનતાનાં લોહી છંટાયાં.

આખા યુરોપ પર હિટલરના ખૂની પંજામાથી છૂટેલી આપબળે ભોગના ગજ ખડકીને લોક-રણુકાર બનેલી ગ્રીક જનતા અંગ્રેજી-અમેરિકી શાહીવાદના ખૂની પરચાની લોહી-ઝરતી છબી જેવી દેખાઈ ગઈ યુદ્ધ દરમિયાન ધરેલાં બધાં તહનામાંની શી દશા થવાની છે તે વાત વિચારતી જગતભરની જનતા આઘાત પામી ઊઠી.

જગતને ફરી વાર પોતાની જ ગુલામીમાં જકડી રાખવાની કારવાહી લઈ બેઠેલો અંગ્રેજ-અમેરિકી શાહીવાદ શરમના બધા શણગાર છોડી દઈને ગ્રીસની ધરતી પર પ્રગટ થઈને ખેલવા માંડ્યો, અને ગ્રીસની જનતાને યુગ યુગથી કચડી રાખનાર પોતાને ત્યાં સાચવી રાખેલા રાજા બહાદુરને ગ્રીક જનતાને રંજાડનાર અપરાધી રાજદંડ એનાયત કરવાનાં કારસ્તાન ખેલી રહ્યો.

વિશ્વયુદ્ધ પછી ઇતિહાસે એવો પણ વળાંક લીધો. અને વીએટ નામ પર જગતજનતાનો એ જ અંગ્રેજ અમેરિકી અપરાધી દોરીસંચાર કરતો અને સંહારના સાજ ગોઠવતો દેખાયો. ઇન્ડોનેશિયામાં એ જ અંગ્રેજ-અમેરિકી ગુનેગાર શાહીવાદ જનતાનાં લોહી ઊખકતો દેખાઈ ગયો.

અંગ્રેજી મજૂર સરકારનો મજૂર નામધારી શાહીવાદ પરખાયો અને લોકશાસનનું શસ્ત્રાગાર કહેવાતો અમેરિકી શાહીવાદ ગ્રાહકોના અણુબોમ્બ જેવો દેખાયો.

## પ્રકરણ ત્રીજું

# અંગ્રેજી શાહીવાદની ટ્રુમેન-ડોકટ્રીન




એનું જ નામ ટ્રુમેન-ડોક્ટ્રીન. રૂઝ-વેલ્ટના મરણ પછી પ્રમુખની ગાદી પર આવેલા ટ્રુમેને એ ઘડી.

પણ એ કોઈ સિદ્ધાંત નહોતો, એ તો અમરિકી શાહી-વાદની ચાલનું રૂપ હતું. એ શાહીવાદી ચાલના જે કદમ ઉઠાવાયા તે કદમનું રૂપ ટ્રુમેન-ડોકટ્રીન કહેવાયું.

ટ્રુમેને એ ચાલને પોતાની ડોકટ્રીન કહી અને જાહેર કર્યું કે અમારી એ નીતિ છે અને અમે એમ કરવા માગીએ છીએ, કે જેથી અમે દરેક દેશનાં કમાડમાં શાંતિ સાચવવા જઈ શકીએ. અમે ત્યાંના પુનરુત્થાન અમરિકી ઢબે ઘડી શકીએ અમે પગભર થવા માગતા દેશોને જંગી નાણાં ધીરી શકીએ. અમે જ એ નાણાંના સદુપયોગની યોજના રચવાની સલાહ આપી શકીએ. અમે માનીએ છીએ કે જગતને હવે અમરિકી રચના પ્રમાણે

પુનર્ઘટના કરવાની જરૂર છે અને એ તો સાફ છે કે અમારી આજની દોલત અને તાકાત અમે તે શુભ કાર્ય માટે ખરચવા માગીએ છીએ.

મનરો ડોક્ટ્રીન ખતમ થઈ. રૂઝવેલ્ટની ન્યુ ડીલ પણ ખતમ થઈ ગઈ જગતભરમા અમેરિકી ઘટના કરવા જવા અમેરિકા આઝાદ છે અને તેને તેમ કરતાં રોકવાની કોઈએ હામ નહિ ભીડવી એવી ટ્રૂમેન-ડોક્ટ્રીન જાહેર બની. અમરિકાની એ આઝાદીનું સ્વરૂપ મુક્ત સાહસ ( free enterprise ), મુક્ત હરીફાઈ અને મુક્ત પહોચ ( free access )ની ત્રણ રેખાઓનું ઘડાયુ.

મુક્ત સાહસ ? હા, મૂડીવાદી અર્થઘટનામા રહીને, મૂડીવાદી અર્થકારણના નિયમ પ્રમાણે જગતભરમાં સૌને બજારોમાં જવાની, નાણા રોકવાની, વેપાર ખેડવાની અને ઉદ્યોગ જમાવવાની સમાન છૂટ. અમરિકન માનિકને ખબર હતી કે એ આઝાદી ભોગવનાર પરિબળ પોતે એકલો જ છે અને હવે મનરો ડોક્ટ્રીનની જરૂર નહોતી રહી હવે એનો વેગ કોઈ રોકી શકે તેમ હતું નહિ. આજની એની શરીરરચના સુદ્દઢ ઉછાળતી ફાળ ભરતી જગત પર સાહસ ખેડવા તૈયાર હતી અને કહેતી હતી, ' એમાં સૌ સમાન છે.'

એટલે મુક્ત હરીફાઈ મુક્ત સાહસની પહેલી જ આઝાદીનું સ્વરૂપ હતુ, અને મુક્ત પહોંચ ઉપલી બે આઝાદીઓની ત્રીજી બાજુ હતી આજે એ આઝાદ શાહીવાદને જગતભરનાં બજારો હાથ કરવા દેશેદેશ પર પહોચવાનું હતુ.

એટલે જ આ ત્રણ આઝાદીઓ પર અમરિકી નીતિએ, એટલાન્ટિક ચાર્ટરમાં, લેન્ડ-લીઝ કરારોમાં, ચાર્ટર ઑફ અમરિકાસમા, જ્યા ને ત્યાં આ ત્રણ આઝાદીઓ પર ભાર મૂક્યો હતો અને જ્યારે ને ત્યારે અમરિકી માલિકોની જબાન આ ત્રણ આઝાદીઓની સુરખી વેરતી હતી.

મુક્ત સાહસનું અમરિકી શાહીવાદનું પહેલું આઝાદ રૂપ ઉદ્યોગમાં સ્વવહીવટ અને અંગત માલિકીનું હતુ. દુનિયામાં ઉદ્યોગ-નું રાષ્ટ્રીયકરણ કરવાની અને તેના પરની માલિકીને જાહેર બનાવવાની લોકશાહી દેશોમાં હવા ચાલી રહી હતી ત્યારે અમરિકી શાહીવાદ ઉદ્યોગમાં સ્વવહીવટ અને અંગત માલિકીની આઝાદી-ના રક્ષણની હાકલ કરતો હતો.

પણ અમરિકામાં તો માલિકીનું રૂપ ટ્રસ્ટોનું, ઇજારાઓનું હતુ. અમરિકન આઝાદી દરેક ટ્રસ્ટના મુક્ત સાહસની જ વાત કરતી હતી.

જોકે અમરિકામાં અમરિકી સરકાર ઉદ્યોગમાં દરમિયાનગીરી કરતી જ હતી એ દરમિયાનગીરીના એણે ઘણાય કરારો કર્યા હતા. આંતરરાષ્ટ્રીય યોજનાઓ ઘડી હતી! પણ તેથી મુક્ત સાહસને બાધ નહોતો આવતો. મુક્ત સાહસને જાળવી રાખતી, આગે બઢાવતી અમરિકી શાહીવાદની બધી સરકારી યોજનાઓ ઇજારાઓને અપનાવતી હતી, તેનો વિરોધ નહોતી કરતી. અમરિકી સરકારની બધી દરમિયાનગીરી ઉદ્યોગના સ્વવહીવટને અને અંગત માલિકીને ઉત્તેજતી હતી તથા ઉદ્યોગમાં આવતા લોકપરિબળોને દબતી હતી.

અમરિકામાં આઝાદીનું એવું નવું રૂપ માલિકોની જ આઝાદી-નું બની ચૂક્યું એ આઝાદ શાહીવાદનો સરકારી વહીવટ ઇજારા-ઓનો ઉદ્યોગ–વહીવટ બની ચૂક્યો અમરિકાના ઇજારાઓ–ટ્રસ્ટો-ની આઝાદ બનેલી કારવાહી મૂડીવાદી દુનિયા પર પથરાઈ ચૂકી અમરિકાનાં વિશાળ ક્ષેત્રોની માલિકી ખાનગી ઇજારાઓની હતી, અમરિકાના ઇન્ટરનેશનલ ટેલિફોન અને ટેલિગ્રાફની જાળ પર ખાનગી માલિકીવાળા મુક્ત સાહસવાળા આઝાદ ઇજારદારોનો કાબૂ હતો અમરિકાની રેડિયો અને વાયર સરવીસો દુનિયા પર ઇજારાઓની પહોંચ પાથરતી હતી.

અમરિકી સરકારે પડાવેલા 'વ્યૂહમોરચા' તરીકે જાણીતા થયેલા અનેક પ્રદેશો પર આ આઝાદ સાહસખોરીની માલિકી-વાળા યુદ્ધ-સરંજામના ઢગલા ખડકાયા હતા. અમરિકી મુક્ત સાહસ જગત પર એર ટ્રાફિકનું, ટેલિકોમ્યુનીકેશનનું, રેડિયો-ટેલિફોનનુ અને રેડિયો-ટેલિગ્રાફીનું માલિક બનતું પથરાતું હતું.

એ મુક્ત સાહસની આઝાદીની એવી ચાલ દુનિયા પર મંડાતી હતી. મુક્ત સાહસ, મુક્ત હરીફાઈ અને મુક્ત પહોંચ, મુક્ત રીતે દુનિયાના કાચા માલને પડાવી લેવા અને પાકા માલના અમરિકી નફાખોરીનાં બજારો ખોલવા માટે હતાં.

એ ચાલના કદમોની ઘોષણા અમરિકી શાહીવાદે ૧૯૪૫ના ફેબ્રુઆરીમાં મેકસીકો મુકામે ઇન્ટર-અમરિકન પરિષદ ભરીને કરી. શાપુલટેપેકનો ધારો ઘડીને ઇન્ટર-અમરિકી યોજનાને રાજકીય દખલથી મુક્ત કરવામાં આવી. યુનાઇટેડ સ્ટેટ્સના શાહીવાદી કમઠાણના પૂરેપૂરા કાબૂ નીચે, 'ઇકોનોમિક ચાર્ટર ઑફ અમેરિકાઝ' નામનો આર્થિક ઢાંચો ઘડવામાં આવ્યો.

ડૉલર ઇજારવાદના અમરિકી શાહીવાદી દાનવોનો કદમ જગત પરની આર્થિક હકૂમત માટે ઉઠાવાયો. એ કદમ પાછળનો બીજો કદમ અમરિકી શાહીવાદની પરદેશનીતિ બન્યો. એ બધાનો સરવાળો ટ્રૂમેન-ડૉક્ટ્રીન કહેવાયો.

જર્મનીને પણ એવી જ જગતભર પરની હકૂમતનું સ્વપ્ન આવ્યું હતુ. ઓડેસાથી માર્સેલ્સ સુધી એ સ્વપ્ન ફાળ ભરવાનું હતું. હિટલરને પણ જગત પર જર્મન રચના કરવાની એક ડૉક્ટ્રીન જ સાંપડી હતી.

પણ શામકાકાઓની ખૂની ફાળ એટલી નાની નહોતી. એક કરોડ બીલિયન ડોલરની નવાબી આખા જગતને આવરવા-ની ફાળ યોજતી હતી. અમરિકી ઇજારવાદોની ઑફિસોમાં આખા

મુક્ત સાહસનું અમરિકી શાહીવાદનું પહેલું આઝાદ રૂપ ઉદ્યોગમાં સ્વવહીવટ અને અંગત માલિકીનું હતું. દુનિયામાં ઉદ્યોગ-નું રાષ્ટ્રીયકરણ કરવાની અને તેના પરની માલિકીને જાહેર બનાવવાની લોકશાહી દેશોમાં હવા ચાલી રહી હતી ત્યારે અમરિકી શાહીવાદ ઉદ્યોગમાં સ્વવહીવટ અને અંગત માલિકીની આઝાદી-ના રક્ષણની હાકલ કરતો હતો.

પણ અમરિકામાં તો માલિકીનું રૂપ ટ્રસ્ટોનું, ઇજારાઓનું હતું અમરિકન આઝાદી દરેક ટ્રસ્ટના મુક્ત સાહસની જ વાત કરતી હતી.

જોકે અમરિકામાં અમરિકી સરકાર ઉદ્યોગમાં દરમિયાનગીરી કરતી જ હતી એ દરમિયાનગીરીના એણે ઘણા ય કરારો કર્યા હતા. આંતરરાષ્ટ્રીય યોજનાઓ ઘડી હતી! પણ તેથી મુક્ત સાહસને બાધ નહોતો આવતો. મુક્ત સાહસને જાળવી રાખતી, આગે ચઢાવતી અમરિકી શાહીવાદની બધી સરકારી યોજનાઓ ઇજારાઓને અપનાવતી હતી, તેનો વિરોધ નહોતી કરતી અમરિકી સરકારની બધી દરમિયાનગીરી ઉદ્યોગના સ્વવહીવટને અને અંગત માલિકીને ઉત્તેજતી હતી તથા ઉદ્યોગમાં આવતાં લોકપરિબળોને હડતી હતી.

અમરિકામાં આઝાદીનું એવું નવું રૂપ માલિકોની જ આઝાદી-નું બની ચૂક્યું એ આઝાદ શાહીવાદનો સરકારી વહીવટ ઇજારા-ઓનો ઉદ્યોગ–વહીવટ બની ચૂક્યો અમરિકાના ઇજારાઓ–ટ્રસ્ટો-ની આઝાદ બનેલી કારવાહી મૂડીવાદી દુનિયા પર પથરાઈ ચૂકી અમરિકાનાં વિશાળ ક્ષેત્રોની માલિકી ખાનગી ઇજારાઓની હતી, અમરિકાના ઇન્ટરનેશનલ ટેલિફોન અને ટેલિગ્રાફની જાળ પર ખાનગી માલિકીવાળા મુક્ત સાહસવાળા આઝાદ ઇજારદારોનો કાબૂ હતો અમરિકાની રેડિયો અને વાયર સરવીસો દુનિયા પર ઇજારાઓની પહોંચ પાથરતી હતી.

અમરિકી સરકારે પકાવેલા 'વ્યૂહમોરચા' તરીકે જાણીતા થયેલા અનેક પ્રદેશો પર આ આઝાદ સાહસખોરીની માલિકી-વાળા યુદ્ધ-સરંજામના ઢગલા ખડકાયા હતા. અમરિકી મુક્ત સાહસ જગત પર એર ટ્રાફિકનું, ટેલિકામ્યુનીકેશનનું, રેડિયો-ટેલિફોનનું અને રેડિયો-ટેલિગ્રાફીનું માલિક બનતું પથરાતું હતું.

એ મુક્ત સાહસની આઝાદીની એવી ચાલ દુનિયા પર મંડાતી હતી. મુક્ત સાહસ, મુક્ત હરીફાઈ અને મુક્ત પહોંચ, મુક્ત રીતે દુનિયાના કાચા માલને પકાવી લેવા અને પાકા માલનાં અમરિકી નફાખોરીનાં બજારો ખોલવા માંટે હતાં.

એ ચાલના કદમોની ઘોષણા અમરિકી શાહીવાદે ૧૯૪૫ના ફેબ્રુઆરીમાં મેક્સીકો મુકામે ઇન્ટર-અમરિકન પરિષદ ભરીને કરી. શાપુલટેપેકનો ધારો ઘડીને ઇન્ટર-અમરિકી યોજનાને રાજકીય દખલથી મુક્ત કરવામાં આવી. યુનાઇટેડ સ્ટેટ્સના શાહીવાદી કમઠાણના પૂરેપૂરા કાબૂ નીચે, 'ઇકોનોમિક ચાર્ટર ઑફ અમેરિકાઝ' નામનો આર્થિક ઢાંચો ઘડવામાં આવ્યો.

ડોલર ઇજારવાદના અમરિકી શાહીવાદી દાનવોનો કદમ જગત પરની આર્થિક હકૂમત માટે ઉઠાવાયો. એ કદમ પાછળનો બીજો કદમ અમરિકી શાહીવાદની પરદેશનીતિ બન્યો. એ બધાનો સરવાળો ટ્રૂમેન-ડૉક્ટ્રીન કહેવાયો.

જર્મનીને પણ એવી જ જગતભર પરની હકૂમતનું સ્વપ્ન આવ્યું હતું. ઓડેસાથી માર્સેલ્સ સુધી એ સ્વપ્ન ફાળ ભરવાનું હતું. હિટલરને પણ જગત પર જર્મન રચના કરવાની એક ડૉક્ટ્રીન જ સાંપડી હતી.

પણ શામકાકાઓની ખૂટી ફાળ એટલી નાની નહોતી. એક કરોડ બીલિયન ડોલરની નવાબી આખા જગતને આવરવા-ની ફાળ યોજતી હતી. અમરિકી ઇજારવાદીઓની ઑફિસોમાં આખા

દુનિયાના નકશા પર શામાશે રેખાઓ આંતરતો હતો, અને કહેતો હતો, 'આખી દુનિયા પર ઉદ્યોગની શાંતિ સ્થાપવાનો આ અમારો અમરિકી તરીકો બિલકુલ નૂતન છે.'

હિટલર જર્મનીના ઇજારદારો પણ એમ જ કહેતા હતા અને મૂડીવાદી ઘટનામાં જ બીજા શાહીશાહો સાથેના વ્યાઘાત પર જીત્ઝાતા હતા.

પણ એવા વ્યાઘાત અમરિકી ડોલરના ડુંગરાઓ સામે, અમરિકી આયુધોના ઢગલા સામે, અમરિકી અણુમેઘ્મના સંહાર સામે કેટલા ટકી શકે! એટલે અમરિકી ઇજારવાદ જગતભરમાં અમરિકી ઘટનાની શાંતિ સ્થાપવા નીકળ્યો હતો.

અને જર્મની અને જાપાન અમરિકી ઘટનામાં આળોટતાં હતાં. બ્રિટન અને ફ્રાન્સ અમરિકી સ્વારીના પટાવાળાઓ બન્યા હતા. અને એ બધા જૂનાં શાહીવાદી નક્ષત્રો અમરિકી સૂરજની આસપાસ ફરતાં અમરિકી શાહીવાદી સ્વરૂપની જગતશાંતિ સ્થાપવા તૈયાર હતાં.

અમરિકી શાહીવાદીઓએ એટલે તો ગ્રીસ ખરીદી લીધો હતો. એટલે જ ઇન્ડોનેશિયા પર શાંતિ બેસાડવા ડચ શાહીવાદને આયુધો દીધાં હતા. એટલે જ એમણે સરકારી કેબિનેટને પોતાની કરોડાધિપતિઓની કલબ બનાવી હતી અને ટ્રુમેનને ડોકટ્રીન દઈને પોતાના હાથી જેવડા કલેવરમા સમાવી દીધો હતો. એટલે તો એમને વેલેસને કાઢી મૂકવો પડ્યો હતો. તેની જગા પર હેરીમેનને ગોઠવવો પડ્યો હતો અને બ્યારનીસ, વેન્ડેનબર્ગ, ડુલીસ તથા માર્શલ, મેક આર્થર અને ફોરેસ્ટલના રાહ પર અમરિકી અખાડીઓની સ્વારી જગત પર ઝૂલવા કાઢવી પડતી હતી.

પણ એ બધું જગત–શાંતિ માટે જ હતું હો! એમ એ શાહીવાદી બેન્કરો, કરોડપતિઓ અને વિગ્રહખોરો કહેતા હતા

અને તેથી જ જગતશાંતિને માટે જ તેઓ વિગ્રહશોધક સંગ્રામ શરૂ કરી દઈ અણુબોમ્બને વાપરવાની વાત કરતા હતા. એટલે જ શાંતિ માટેસ્તો ટ્રુમેન–ડોક્ટ્રીનના હાથીઓ ચીન, ગ્રીસ ઇન્ડોનેશિયામાં, ટરકીમાં, ઇરાનમાં, જાપાનમાં અને જર્મનીમાં, એથેન્સ, આફ્રિકા, નાનકીંગ, મનીલા વગેરે નગરોમાં ઊભે બજારે દોડતા હતા. એટલે જ એટલાન્ટિક અને પાસિફિકનાં કિનારા પર મોરચા ચણાતા હતા, એટલે જ પશ્ચિમ યુરોપનું ઢીમચું ઘડવા ચીનમાંથી પાછા આવેલા માર્શલ મહાશય બેસી ગયા હતા. અને એટલે જ જ્યારે વોલસ્ટ્રીટના સોનેરી નવાબો પોતાના હાથી જેવા પેટમાં ટ્રુમેન જેવી ડોક્ટ્રીન સમાવીને નીકળતા હતા ત્યારે ફક્ત ૧,૭૫૦,૦૦૦ બેકારો અમસ્તા ખૂમરાણ કરતા હતા કે, ' એ ડૉલરડાકુઓને ખતમ કરો. બસ ત્યાં જ મુશ્કેલી હતી. સૌથી મોટી મુશ્કેલી તો મૂડીવાદી ઘટનાની દુનિયાના કલેવરમાંથી જ ડોકાતી હતી. વારતહેવારે આર્થિક આંધી એ ઘટનાને જ સાંપડતી હતી. જેમ અમરિકી શાહીવાદની સ્વારીઓ જગતભર પર અમરિકી સ્વરૂપની શાંતિ સ્થાપવા મુક્ત સાહસ, મુક્ત હરીફાઈ, અને મુક્ત ફાળ ભરતી હતી ત્યાં તેટલી જ ઝડપથી અમરિકી ઘટનામાથી જગતભર પર પથરાવા આર્થિક આંધી ઉતાવળી બનતી હતી. એ આંધીને પાછળ પાડવા અમરિકી આઝાદ શાહીવાદ જગતભરનાં બજારો ખોલી નાખવા ઉતાવળો બનતો હતો પણ ત્યાં તો એ ઉતાવળમાં પેલા બીજા નંબરના બનેલા અંગ્રેજી અને ફ્રેંચ શાહીવાદની ચાલમાં અમરિકી ચાલને ગૂંચવાઈ પડવાનો ભય પણ દેખાતો હતો.

પણ આર્થિક આંધી એકલી જ મુશ્કેલ નહોતી. આર્થિક આંધીની જ બીજી પાંખ હોય તેવી રાજકીય આંધી પણ આર્થિક આંધીની સાથે જ ઊડતી હતી રાજકીય આંધી શાહીવાદનો વિરોધ

જમવતી હતી અને લોકશાહી પરિબળોને જગાડતી હતી, અને અમરિકી શાહીવાદી દાનવો પોતાના રૂપમાં જગત જીતવા નીકળતા હતા ત્યારે પેલાં લોકશાહી પરિબળો પણ જગત જનતા માટે જગત જીતવાની રણહાકો ગજવતાં હતાં.

જગતભરમાં અમરિકી આઝાદ શાહીવાદ અમરિકી રચના ડોકવા નીકળતો હતો ત્યારે બીજી પણ એક મુશ્કેલી દેખા દેતી હતી. એ મુશ્કેલીનું નામ યાદ આવતાં જ અમરિકી- મુરલીધરોને છીંકો આવતી હતી. દુનિયાના ઘણા મોટા પ્રદેશ પર સમાજવાદી ઘટનો રચીને એ મુશ્કેલી બેઠી હતી. એ મુશ્કેલીનું નામ સોવિયટ યુનિયન હતું.

એની ઘટનાં મૂડીવાદી દુનિયાના શાહીવાદી નક્ષત્રમંડળની બહાર ફરતી હતી. યરોપ અને એશિયા પર ડોલરદાનવોની ફાળ-માં એ જ ઘટના યરોપ અને એશિયામાં ફાયર મારતી હતી. આ બીજા વિશ્વયુદ્ધ પછી જગતભરની મહાન સત્તાઓમાં એ અતિ મહાન સત્તા બની ચૂકી હતી. એ સોવિયટ યુનિયન જગતભરમાં શાંતિ સ્થાપવા માટે જ શાહીવાદનો વિરોધ કરતું હતું. શાહીવાદ-નાં સંસ્થાનોની આઝાદી માગતું હતું અને જ્યાં ને ત્યાં લોકશાહી હિલચાલો સંકોરતું હતું.

ત્યારે અમરિકી ઢબની શાહીવાદી કાબૂ નીચેના જગતશાંતિ-ની વાત કરતી શામકાકાઓની જબાન નીચેનાં રાજખ દેખાઈ પડતાં હતાં. અમરિકી શાહીવાદની એ અઘોર ઘટના છડેચોક કહેતી હતી, 'અમે ત્રીજા વિશ્વયુદ્ધ માટે તૈયાર છીએ...અમે સોવિયટ યુનિયનનો નાશ માગીએ છીએ...અમે લોકશાહી ઘટનાઓ દુનિયા પરથી ભૂંસી નાખવા માગીએ છીએ કારણકે અમરિકન તરીકા પ્રમાણે દુનિયાભરમાં ઉદ્યોગશાંતિ સ્થાપવા માટે અમારે તેમ કરવાની જરૂર છે.'

### પ્રકરણ ચોથું

# આંધી પર ચઢતો અમરિકી શાહીવાદ




**મૂ**ડીવાદી ઘટનામાં જ યુદ્ધો નિપજાવનારાં તત્ત્વો પડ્યાં હોય છે તે વાત આજે માર્કસવાદના અભ્યાસની નહિ પણ સમાજના જીવનમાં પુરવાર થયેલી હકીકત બની ગઈ છે. એ હકીકત તરફ જ બતાવતા લેનિને કહ્યું હતું કે શાહીવાદ એટલે સડવા માંડેલી મૂડીવાદી ઘટના. અને મૂડીવાદી ઘટના સડવા માંડી છે એટલે એમ કે તે આર્થિક આંધી પર ચઢી ચૂકી છે, અને વિગ્રહો ઉપજાવી રહી છે.

અમરિકા પણ ! જાણે પાપી અને પાખંડી જગતમાં કોઈ બસે સોનું લૂંટવા શોધી કાઢેલો એ જ દેશ એકલો અનેરો લાગતો હતો. જાણે પૂની પુરવાર થયેલા અંગ્રેજી, જર્મન અને ઈટાલિયન તથા જાપાની શાહીવાદોમાં એ એકલો જ શાહીવાદી છતાં શાકાહારી રહી શક્યો હશે એવી અફવા આજ સુધી ઉડાડવામાં આવી હતી.

પણ આજે અમરિકી શાળા, છાપખાનાં અને પાઠ્યપુસ્તકો-

ના તથા મોંઘા પ્રચારનાં અનેક કમકાણો જોઈને પણ એ વાત બહાર આવી ચૂકી છે કે જેમ સૌ શાહીવાદનો તેમ એનો પણ ઉગમ લોહી અને લોખંડની કાગવાહીમાં જ થયો છે.

જ્યારે અમરિકી ધરતી પર આઝાદીનુ જાહેરનામુ વંચાયું ત્યારે એનુ ક્ષેત્રફળ ૩૮૬,૦૦૦ ચોરસ માઈલનુ હતુ પણ પછી એણે તરત જ પોતાનો ઉત્તર-પશ્ચિમ તરફનો પ્રદેશ પડાવી લીધો. પછી એણે ઓહીઓ નદીનો દક્ષિણ પ્રદેશ ઝડપી લીધો પછી એણે ૧૮૦૩માં લુઈસીઆનીઆ પ્રદેશની જનતાને ફ્રાન્સ પાસેથી ખરીદી લીધી અને ફ્લોરીડાના પણ એ જ હાલ કર્યા. અને તરત જ ૧૮૪૫માં ટેક્સસ પ્રદેશને એણે જપ્ત કરી લીધો અને ઓરેગાન પ્રદેશ સલાહ કરીને પડાવી લીધો પછી ૧૮૪૮માં મેક્સિકો સાથે યુદ્ધ કરીને એરીઝોના, ન્યુમેક્સિકો તથા કેલીફોર્નિયા પડાવ્યાં અને બીજો નીસહજાર ચોરસ માઈલનો દેશ તરવારની અણી ધરીને નામની કિંમતે ખરીદી લીધો.

એમ ૧૭૭૬થી ૧૮૫૩ સુધીમાં અમરિકી શાહીવાદે પોતાનો હતો તેથી આઠગણો ચોરસ માઈલ જેટલો પ્રદેશ પડાવી લીધો.

અને ત્યાર પછી ૧૯મા શતકના બીજા વિભાગમાં એણે રશિયન ઝાર પાસેથી આલાસ્કા લીધો અને સ્પેઈનને હરાવીને ફીલીપાઈન્સ અને પોર્ટોરીકાના પ્રદેશો ઝડપી લીધા, અને પછી હવાઈ ટાપુઓ તથા પનામાની આસપાસના પ્રદેશ પણ પડાવ્યા.

એટલે ઓગણીસમા શતકના આખર વરસમા એના મૂળ પ્રદેશ કરતાં દશગણો પ્રદેશ એણે પડાવી લીધો અને એણે ઇતિહાસમાં લશ્કરી ખાતામાં લખ્યુ કે આપણે ૧૭૭૫ પછી ૧૧૪ મોટી લડાઈઓ તથા ૮૬૦૦૦ નાની લડાઈઓ લડવી પડી અમરિકી મૂડીવાદી ધગનાની અંદરનું જ એ તત્ત્વ, લોહીલોખંડની ખૂની ગતીયતામાં જ જન્મીને આગળ વધતુ હોય છે તે વાત સાફ થઈ ગઈ.

.. એ અમરિકી મૂડીવાદી ચોકઠું ગુલામીનો ગંજમ કરીને, આફ્રિકન જનતાની કાયા પર યાતનાઓના ચિત્કાર વરસાવીને માનવજાતને ગુલામ બનાવવાના ખ્યાલના ગલીચ વારસાના સંસ્કાર-માં મૂડીવાદી ચોકઠામાં આગળ ધસતું જનમી ચૂક્યું હતું પણ જનમ્યું ત્યારે એના મોઢામાં ચાંદીનો ચમચો નહોતો; નર્યા લોહી-ની બદબો હતી. એ બદબોથી બદબદતા બોલ પણ મૂડીવાદી રીત-રસમના મોઢામાં કેવા બનીઠનીને બોલતા હોય છે! સ્પેઈન પાસે ક્યુબા પડાવી લેવા તરાપ મારતા અમરિકન શાહીવાદને અંગ્રેજ જોનબુલ કહેતો હતો, 'તમે અમારો નૌકા-કાફલો ઉછીનો કેમ લેતા નથી?...તમે તેમ કરીને ક્યુબા સાથે ઝટ પતાવી નાખો.'

ત્યારે અંગ્રેજી શાહીવાદની નજરમાં બોરચુદ હતું. શાહી-વાદનો પ્રધાન અમરિકી શાહીવાદના કાનમાં કહેતો હતો, 'કોઈ વાર તમે પણ અમને મદદ કરજો...એમ આપણે ખભેખભો અડાવીને આગળ વધીએ તો આખી દુનિયા પર...'

'શું?' અમરિકી પ્રમુખના ગળામાં માનવમાત્ર સમાનનું તહનામું ખચકાયું.

'શાંતિ.' પેલા અંગ્રેજી વૃષભે કહ્યું.

અને એને સમજાઈ ગયું.

પછી ક્યુબા આખો અમરિકી એક નીચે આવી ગયો અને ફીલીપાઈન્સ અને પોર્ટોરીકો પણ પડ્યાં અને અમરિકી ઊગતા શાહીવાદનો પ્રમુખ કીનલી, પોતાની અમરિકી કોંગ્રેસને પોતાની મનોવ્યથા કહી સંભળાવતો હતોઃ

'અને પછી હું મારા શ્વેત મહાલયના રંગમંડપમાં મધરાતે ઊઠીને આંટા મારવા માંડ્યો અને પછી મેં ગોઠણભર થઈને પ્રેમ-સ્વરૂપ પરમાત્મા પાસે પ્રકાશ માટે પ્રાર્થના કરી. અને એ પ્રકાશ આવ્યો અને મને સમજાયું કે, આપણે ફીલીપાઈન્સ ને પોર્ટોરીકો-

ને બાબા સ્પેઈનને સોંપીએ તેમાં તો આપણી નાલેશી છે...
તેમને ફ્રાન્સ અને જર્મનીને લઈ જવા દઈએ તેથી તો આપણને
વ્યાપારી રીતે ખોટના ધંધામાં ઊતરવું પડે ..અને એ પ્રદેશ
પોતાનો વ્યવહાર એકલા આઝાદ રહીને તો ચલાવી શકે તેમ
નથી એટલે એ તમામ ફીલીપીનોને આપણે આપણા કબજામાં
લઈને સુધારવા અને સંસ્કારી બનાવવા.. ભગવાન ઈસુએ પણ
એ જ આદેશ આપ્યો છે ને કે...!' અને આ પ્રકાશમાં આખી
કોંગ્રેસને ઝબોળતો પેલો શાહીવાદી બોલ્યો, 'પછી મને નિરાંતે
ઊંઘ આવી '

પણ ફીલીપીનો તો ઊંઘતા નહોતા. ફીલીપીનોએ સ્પેનિશ
જાલિમ સામે જંગ માંડ્યો હતો. ૧૮૯૮ના જૂનના ૧૨મા દિવસે
ફીલીપીનોએ પોતાની સ્વતંત્ર સરકારની જાહેરાત કરી હતી.

પણ અમરિકી પ્રકાશના પ્રણેતા પેલા શાહીવાદીએ પોતા-
ના સેનાપતિ જનરલ ઓટીસને લશ્કરો લઈને રવાના કર્યો અને
ફીલીપીનોનો સંહાર કરીને અમરિકી બર્બર શાહીવાદ બનીને
બેસી ગયો.

ત્યારે સીનેટર હેનરી કેબોટ લોજ ૧૯૦૧ના જાન્યુઆરીના
૭મા દિવસે નિખાલસ બનીને બોલ્યો: 'આપણું આર્થિક સ્થાન
મહાન છે આપણે આર્થિક પરિબળો પર બેસીને આખી દુનિયા
પર આર્થિક સર્વોપરિતા સ્થાપવા આગળ વધીએ છીએ.'

અને વરસો વીતતાં ગયાં તેમ એક પછી બીજો શાહીવાદી
આર્થિક આંધી પર ચઢીને એ જ વાત બોલતો ગયો. આજે
વોલ્ટર લીપમેન પણ એ જ લવે છે.

પણ ત્યાર પહેલાં તો દુનિયાના શાહીવાદોએ પહેલા નંબરનું
વિશ્વયુદ્ધ જગતને ભેટ ધરી દીધું. મૂડીવાદી કમઠાણે દુનિયાને
શાહીવાદી આંધીની ભયંકરતામાં લપેટી લીધી. મૂડીવાદી વિગ્રહ-

ઓએ માનવતાનો મહાસંહાર માંડીને દુનિયાના પછાત પ્રદેશોની નવેસરથી વહેંચણી કરવાનો એ ખૂની તરીકો આરંભી દીધો.

એ રીતે નવેસરથી વહેંચણી થઈ જશે અને દુનિયાભરમાં મૂડીવાદી–શાહીવાદી હકૂમત જ કાયમ રહેશે એવો એકેએક શાહીવાદીને ભરપૂર વિશ્વાસ હતો.

પણ એ શાહીવાદી ડાકુ સરકારોને આઘાત આપે તેવી એક વાત બની ગઈ. રૂસ દેશમાં ઓક્ટોબર–ક્રાન્તિ સળગી ઊઠી. રૂસી શાહીવાદી સરકાર મોસ્કોના બજારમાં લાલ ઝંડો ફરકતો જોઈને સમજે તે પહેલાં તો ખતમ થઈ ગઈ. શાહીવાદી ડાકુઓએ જમવેલી સાઠમારી સંકેલાય તે પહેલાં રૂસ દેશની જનતાએ જાહેરાત કરી કે આંધી પર ચઢેલી શાહીવાદી દુનિયામાં અમારે ત્યાં સામાજિક ક્રાન્તિ થઈ છે. અમે લોકસરકાર સ્થાપી છે તથા અમે સમાજવાદી જીવનઘડતરનો આકાર ઘડીએ છીએ.

પહેલી વાર મૂડીવાદી દેશોની જોડાજોડ સમાજવાદી દેશ દેખાયો. પહેલી જ વાર માનવમાત્ર જન્મે છે સરખાં અને જીવશે પણ સરખાં એવો વ્યવહાર સોવિયટોની સરકારની એરણ પર ચઢ્યો.

એટલે પહેલી જ વાર મૂડીવાદી દેશો સામે પોતાની ઘટના તોડનાર નવી ઘટના બનેલો દુશ્મન દેખાયો અને પહેલી જ વાર શાહીવાદી ડાકુઓ સામે મૂડીવાદી જીવનઘડતરને જીવતી રાખવાનો સવાલ પેશ થયો.

એ સવાલના ઉકેલ માટે મૂડીવાદી શાહીવાદી દેશોએ પોતપોતાને ત્યાંના કૉમ્યુનિસ્ટ પક્ષોને મજૂરોથી દૂર કરવા સુધારવાદ શરૂ કર્યો તથા એ સુધારવાદે બીજા રાજકીય પક્ષોને પોતાની સોડમાં લેવાની અનેક તરકીબો ચાલુ કરી દીધી, અને સાથે સાથે ક્રાન્તિકારી કામદાર–હિલચાલો પર ઘોર દમનોનો આરંભ કરી દેવામાં આવ્યો. એ સાથે જ દરેક મૂડીવાદી–શાહીવાદી દેશે પોત-

પોતાના સંજોગ પ્રમાણે સોવિયટ-યુનિયન તરફના સંગ્રામનું એક કે બીજું રૂપ શરૂ કરી દીધું.

પણ આ મૂડીવાદી-શાહીવાદી દેશો પોતાની મૂડીવાદી ઘટનાના કમઠાણમાંથી જ નીતરતા અંદર અંદરના આઘાતોમાંથી છૂટી શકે તેમ નહોતું, અને એ આઘાતોવાળી મૂડીવાદી ઘટના આર્થિક આંધી પર ચડતી હતી.

એ આંધીએ ૧૯૨૯થી ૧૯૩૩ સુધીમાં એકેએક મૂડીવાદી દેશને પોતાની પકડમાં લઈ લીધો. એ આંધીમાં સપડાયલા જર્મની અને ઇટાલીએ પોતાને ત્યાં પોતાની જનતાને મૂડીવાદી ઘાણીમાં પકડી રાખવા ફાસીવાદ શરૂ કર્યો. આંધીના ચાકડા પર ચડેલો ત્યાંનો મૂડીવાદ જનતા પર સંહારક સન્નિપાત બનીને દમન અને હેવાનિયત પર ચડી ગયો. હેવાન બનેલા એ ફાસીવાદી શાહીવાદને એ જ આંધી પર ચડેલા અંગ્રેજ-અમરિકી અને ફ્રેંચ શાહીવાદોએ જનતાના સંહાર ખેલવા માટેનાં આયુધો ઘડવા નાણાંના ઢગલા ધીર્યા.

એક મહાન ભયાનક આંધી પર મૂડીવાદી-શાહીવાદી રાજ્ય સરકારોએ આખી દુનિયાને ચઢાવી દીધી. એ આંધીનું આખરી રૂપ બીજા વિશ્વયુદ્ધની કવાયત કરતું સળગાવા માંડ્યું. એ કવાયત કરતું કલેવર પગથી માથા સુધી પોલાદથી જડેલું હતું પણ નમણું હતું કારણકે રોબોટ જેવું કેવળ નીતિમત્તા વિહીન હતું. શાહીવાદના સડાની જ એ પ્રાપ્તિ હતી.

એ કવાયતો કરીને આંધી પર ચડેલા શાહીવાદના એ જલ્લાદોની લાખોની સેનાઓ શ્રમમાનવોના પાટનગર મોસ્કોનાં પાદરોમાં ખોટકાઈ ગઈ. પછી સ્ટાલિનગ્રાડની શેરીઓમાં સંહારાઈ ગઈ અને પછી બરલીનમાં બરાડા નાખતી હાલહવાલ બની ત્યારે પોતાને નેપોલિયન સાથે સરખાવતા પેલી ઉચ્ચ જાતિના આગેવાન માટે બે જ વસ્તુઓ બાકી રહી, ઝેર અથવા ફાંસી.

આંધી પર ચઢેલા દુનિયાના શાહીવાદી ડાકુઓ હજુ યે આંધી પર જ હતા. એ આંધીમાં પડતાં બાકોરાંમાં દેવાય તેટલાં ઠીંગરાં દીધા પછી પણ બીજા વિશ્વયુદ્ધે પાછું મૂડીવાદી ઇજારવાદી ઘટનાનું ખોખું ચીરી નાખ્યુ અને બતાવ્યું કે મૂડીવાદી ઘટનાને સાંપડતી કટોકટીનો ઉકેલ નથી આવ્યો પણ દુનિયાની પરિસ્થિતિઓ બદલાઈ ગઈ છે. એ બદલાયલી પરિસ્થિતિમાં હિટલર હતો નહિ પણ શાહીવાદી આંધીની ઘટનાનો શિરતાજ અમરિકી શાહીવાદ બની ચૂક્યો હતો અને અંગ્રેજી જોનબુલ તેનો ભારવાહી પગી બન્યો હતો.

પાછી પહેલા વિશ્વયુદ્ધ પછી શરૂ થયેલી એવી ખેંચતાણ શરૂ થઈ ગઈ. યુદ્ધ દરમિયાન પણ એ ચાલુ જ હતી એ ખેંચતાણ આગળ વધવા માગતી દુનિયાની જનતાને પાછી ખેંચવાની હતી. દેશેદેશની જનતા આગળ વધવા માગતી હતી. આઝાદીનાં અને જીવનસરકારનાં નવાં રૂપો અને માનવી નીતિ ઊતરતી હતી ત્યારે હિટલર પછીનો શાહીવાદી આગેવાનનો અંગ્રેજ–અમરિકી હાથો, એ બધાને પાછા ખેંચી આંધી પર ચઢેલા પોતાના વિજયી રથ પાછળ બાંધી રાખવા માગતો હતો.

યુરોપ પર ઊતરવાને બદલે જર્મન ફાસીવાદ સીધો શ્રમમાનવોના સોવિયટ દેશ પર ચઢે એવો આરંભમા અંગ્રેજ–અમરિકી શાહીવાદનો પ્રપંચ હતો પણ એ પ્રપંચી જાળમાંથી એમને જોઈતું પરિણામ સાંપડ્યું નહિ, કારણ મૂડીવાદી ઘટનાના અંદરના બાધાતોએ અને સોવિયટની તાકાતે તે ન થવા દીધું. પછી ૧૯૪૧માં સોવિયટ પર ચઢેલો ફાસીવાદ અને સોવિયટ અંદર અંદર કપાઈ મરે તેવો અંગ્રેજ–અમરિકી શાહીવાદનો બીજો તરીકો હતો તે પણ મિથ્યા પુરવાર થયો.

એમ બીજા વિશ્વયુદ્ધના અંતમાં જર્મન–જાપાન–ઇટાલિયન્ડ

ફાસીવાદ પરાજય પામ્યો અને પોતાની મેલી રમતોમાં ના-કામિયાબ નીવડેલો અંગ્રેજ–અમરિકી શાહીવાદ આખી દુનિયાના તમામ દેશોમાં જનતાના ચઢતા જુવાળ દેખી રહ્યો. દુનિયાના શાહીવાદી આગેવાન અમરિકન શાહીવદના ઘ માં મોટી હડતાલો શરૂ થઈ અને એનો પટાવાળો બનેલા અંગ્રેજી શાહીવાદના દેવાળિયા દેશમાં સુધારવાદી મજૂરપક્ષ શાહીવાદી સરકાર બન્યો.

પણ એથી આજ સુધી સંસ્થાનોનાં ખૂન ખેરવીને સુધાર-વાદનું પેટ ભર્યા કરતો અંગ્રેજ–અમરિકી શાહીવાદ હચમચી ગયો નહિ અમરિકી શાહીવાદને તો અણુબોમ્બ સાંપડી ગયો હતો. એણે યુદ્ધમાં ગુમાવવાને બદલે જંગી લશ્કરો બાંધ્યાં હતાં, આયુધોના ગંજ ખડકયા હતા અબજો ડોલરોના નફા ખડકયા હતા ને આજ સુધી એની મજૂરહિલચાલ પછાત અને સુધારવાદી રહી હતી.

અને ગળા સુધી એનો દેવાદાર બનેલો અંગ્રેજી શાહીવાદ કહેવાતા મજૂરપક્ષના હાથમાં સરકાર ધરીને નચિંત બન્યો હતો. એ સુધારવાદી પછાત જમાત સરકાર બનીને શાહીવાદી રીતરસમ જ ટકાવી રાખતી હતી અને શાહીવાદી સરકારના ખોખામાં જ ગોઠવાઈને અમરિકી શાહીવાદની પામર પગલીમાં જ ચાલતી હતી.

અંગ્રેજી શાહીવાદી શામકો અંગ્રેજી મજૂરપક્ષની કમરી ઓઢેલા શાહીવાદી જોન બુલના ખૂલી ગયેલા મોઢામાં ડોલરનો કસ્સો નીર્યા કરતો હતો અને કહેતો હતો, ' આ અમૃત પીને તું પ અમારી સાથે અમર રહેવાનો છે, વૃષભદેવ ! '

એમ અંગ્રેજી કારભાર ડોલર શયતાનિયતના ઈજારવાદી શાહીવાદને ચાકડે ચડી ચૂક્યો એમ ૧૯૪૭ના જુલાઈના ૧૫મા દિવસે સ્ટરલીંગ બેલન્સને ડોલર સાથે બાંધી દેવામાં આવ્યો, અને એમ અંગ્રેજી જનતાને લઈને અમરિકી કાકુ સાથે દુનિયાભર પર આર્થિક આંધી ફૂંકારવા અને ત્રીજા વિશ્વયુદ્ધની કારવાઈ રચવા અંગ્રેજી કારભારે કારમો કદમ ઉપાડ્યો.

એમ આર્થિક આંધી પર એંગ્લો-સેકશન ડાકુ શાહીવાદ ચઢી ચૂકયો દરેક કમને આંધીના અંધારપટ પર અટવાતો જગતભરને મૂરખ બનાવવા માગતો હોય તેમ એ બોલતો હતો 'કે એ તો અંગ્રેજ-અમરિકી ઉષ કાળની સુરખી છે.'

અને એ સુરખીમા એને તરત જ ૨૨૮ મિલિયન પૌંડની ખોરાકી કાપવી પડી અને પરદેશમા રાખેલા લશ્કરોના ખર્ચમાં વીશ મિલિયન પૌંડ કાપવા પડ્યા પણ ફુલ ખાધ તો ૭૦૦ મિલિયન પૌંડનુ જડબુ ફાડીને ઊભી હતી !

એટલે એણે બહાર પાડ્યુ કે એ ખાધને પહોંચી વળવા આપણી કુલ નિકાશ યુદ્ધ પહેલા જેટલી હતી તેના કરતાં ૧૬૦ ટકા વધારે કરી દેવી પડશે પણ તે માટે તો હું જેટલાં દુનિયાનાં બજારો ઝડપી લેવા જોઈએ અને ઉત્પાદનના આકડા વધારી મૂકવા જોઈએ

પણ બજારો તો ઓછાં થતાં હતાં અને ઉત્પાદનના આંકડાની યોજના જ વધતી હતી

એમ અગ્રેજી શાહીવાદ આધી પરથી બેબાકળો બન્યો ને બોલી ઊઠ્યો, 'કટોકટી આવી લાગી છે અને તેને પહોંચી વળવા માટે ખાસ સત્તાઓ લેવી જોઈશે '

'એ સત્તાઓ ધારણ કરીને આપ નામદાર બહાદુર શું કરશો ?' સત્તાધારણને સવાલ પુછાયો.

અને મિ મોરિસન સરકાર વતી જવાબ બોલ્યો, 'એ સત્તાનો ઉપયોગ કેવો કરવામાં આવશે તેનો ખ્યાલ અત્યારે સરકારને નથી પણ તેમને ખાસ અધિકારો જોઈએ છે તે ચોક્કસ છે'

'આપ નામદાર આપની શાહીવાદી રીતરસમમાં અંદર કે બહાર ફેરફાર કરવા માગો છો ?'

અને નામદાર એટલી ૧૯૪૭ના એ ગસ્ટની ૭મીએ બોલ્યા

કે, 'આપણી બચાવનીતિમાં કે પરદેશનીતિમાં કોઈ પણ જાતનો ફેરફાર કરવામાં આવવાનો નથી '

'અમે જોઈએ તેટલા ડોલરો ધીર્યા કરીશું ' અમરિકી શાહીવાદ પોતાના ગોઠિયાને ઠરોકડીમાં ગોઠવીને ધીરવણુ દેતો હતો

અને કાકાશામ સાથે આંધી પર ચઢેલો દેવાળિયો અંગ્રેજ બ્રિટનભુત અંગ્રેજ જનતા પર કરોકડીની આફત ઉતારતો પોતાના સામ્રાજ્યને ગીરો મૂકતો, બહારની જનતાને કચડતો, પછાત પ્રદેશો પર સહાર ઉતારતો, પ્રતિક્રાન્તિનો પિશાચ બનતો બેખાર પરથી ધસી જવા ધસતો હતો

અને ત્યારે ડોલરોના ને અણુબોમ્બના દમના કરીને જગતભરની જનતાની આગેકૂચને ગરદન મારવા બેઠેલો અમરિકન શાહીવાદ દુનિયાની મૂડીવાદી-શાહીવાદી જમાતોનો આગેવાન બનીને આખી દુનિયા પર ત્રીજા વિશ્વયુદ્ધનો કોલાહલ શરૂ કરતો જગત જીતવાનો રણુરથ જોડતો હતો, અને પોતાના પગી બની ચૂકેલા અંગ્રેજ શાહીવાદને શાહુકારી જબાનમાં અમરિકી સરકારી વડો મિ. સ્નીડર કહેતો હતો, 'અમે માર્શલ યોજના પ્રમાણે નાણાં ધીરવામાં કોઈ પણ એક દેશ તરફ તોદારી નહિ કરી શકીએ '

એટલે આંધી પર ચઢેલા અંગ્રેજ દેવાળિયાએ પણ 'કંઈ 'શું' જ બોલવાનું હતું

'પણ આપણે એકલોહિયા !' બેવીન બબડતો હતો

'હા, પણ પાણી કરતાં જ લોહી વધારે વજનદાર હોય - ડોલરનું વજન તો સૌ માટે સરખું '

એમ આજે ડોલરની તરવાર ધરીને આંધી પર ચઢેલો અમરિકી શાહીવાદ મૂડીવાદી મરચનાંઓને હાંકતો ઊભો છે આજે ડોલરોનું લહાણું કરવાની વાત કરતો એ જ્યાંથી ઝડપાય ત્યાંથી અખરો ઝડપીને દેશેદેશની જનતાનાં શોષણ કરવાનાં કરારનામાં

ઘડવા અધીરો બન્યો છે, અને અંગ્રેજી શાહીવાદને પણ તેણે પોતાના 'ઇમ્પિરિયલ પ્રેફરન્સ'ને ફાડી નાખવાની વાત સુણાવી દીધી છે.

મૂડીવાદી-શાહીવાદી ચોકડાના એ આગેવાન યાંકી શાહીવાદે અંદરના વ્યાઘાતોને પોતાને શરણે આવી જઈને ક્રાન્તિવિરોધી રાફડાનાં સાપોલિયાં બનાવવાનો આરંભ કરી દીધો છે, અને ગ્રીસ-ટર્કી, ફ્રાન્સ, ઇંગ્લેન્ડ તથા જર્મનીની અને ઇટાલીની જનતાને કચડી નાખીને તે તે મૂડીવાદી સરકારોને અમરિકી વિશ્વવિજય કરવાની ચઢાઈમાં ખાંધિયા બનાવીને સામેલ કરવા માંડયા છે.

પણ એ એ દેશનાં લોકપરિબળો ! એ એ દેશની જનતાઓ ?

આંધી પર ચઢતા શાહીવાદના કદમની ગણતરીમાં જનતા હોતી નથી. દરેક દેશની જનતાએ પોતાને ત્યાંની પ્રતિક્રાન્તિનો પરાજય કરીને અમરિકી પિશાચની મેલી રમત રોકવાનો હિસાબ પોતે જ કરવો પડતો હોય છે, અને પોતાની જાતને પુરવાર કરવી પડતી હોય છે.

અમરિકી ઇજારવાદમાં રકાય રકેફરોનું બનેલું 'શાહીવાદી સ્વર્ગ' આજે અમરિકી જનતા પર જનતાવિરોધી ફાંસાઓ ઘડીને જગતભરનો પ્લેગ બનવા નીકળતો એ શાહીવાદ જગતભરમાં પથરાવા માગે છે. આજે જગતભરના એ મહાશ્રીમંતને ઘર-આંગણેનાં કારખાનાંની ચીમનીઓમાં ધુમાડા નીકળતા બંધ થવા માંડ્યા છે. એનાં એન્જિનો ઠંડાં પડવા માંડ્યાં છે. જગતભરનાં ઉત્પાદન-સાધનોમાંથી બેતૃતીયાંશના એ યાંકી મૂડીવાદીનું ઘર-આંગણુ ભૂખમરાની ફૂંચોથી ખળભળે છે તથા એને ત્યાંનાં બેકારોની લંગારો વધતી જ જાય છે.

અમરિકી શાહીવાદના મૂડીવાદી માલેતુજારોમાંથી અમરિકાના અને દુનિયાના ઇજારદાર બનવા માગતા આઠ માલિક કંપનીઓની એ કારવાઈ છે. એમનાં જાણીતાં બનેલાં નામો રોકફેલર,

મોરગન, મેલન વગેરે છે એ દરેક મોટા આર્થિક સામ્રાજ્યનો માલિક છે. અમરિકી ડોલરના એ નફાખોરોએ અમરિકાની દુર્દશા કરી છે અને આજે દુનિયાનાં બજાર સર કરવા એ આર્થિક આંધી પર ચઢ્યા છે

અમરિકાના ઇજારી રાક્ષસોની અમરિકામાં સરકાર ચાલે છે અમરિકાના વૈજ્ઞાનિકોએ એ ઇજારદારોની પિશાચલીલાની સેવામાં વિજ્ઞાનને વધેરવા માંડ્યું છે એ ઇજારવાદનાં કારખાનામાં જ અણુબોમ્બોના હમલા બની રહ્યા છે અમરિકી ઇજારવાદનો જ અમરિકી પ્રમુખ ટ્રુમેન ટ્રુમેન-ડોકટ્રીન ઘડીને આખી દુનિયાને એ ઇજારાઓ માટે જીતવા સરકાર ચલાવી રહ્યો છે, અને દુનિયાભરમાં આર્થિક આંધી ફેલાવવા તૈયાર થયો છે

અમરિકામાં એ આર્થિક આંધી ક્યારની ય શરૂ થઈ ચૂકી છે.

યુદ્ધ પહેલાં અમરિકામાં માલનું ઉત્પાદન હતું તેના કરતાં ૧૯૪૩માં તે બમણું થઈ ગયું બમણા કરતાં વધારે બનેલા અમરિકામા અમરિકાના ઇજારદારોના નફા અતિગણા વધી પડ્યા. અમરિકાની રાષ્ટ્રીય કહેવાતી ઇજારદાર કંપનીઓની દોલત વધી પડી. અમરિકાના ઇજારદાર નફાખોરોનો નફો ચાર બીલિયન ડોલરનો હતો તે દશ બીલિયન ડોલર બન્યો

પણ ઇજારી-દાનવોની ભૂખ તો એથી વધારે નફા માટે સળગી ઊઠી એમને નફો કરાવનાર યુદ્ધનું ઉત્પાદન તો હવે રહી ગયું હતું પણ નફો વધવો જ જોઈએ એવી એ ડોલર-દાનવોએ આગ ઉઠાવી અને એમના નફા બચાવવા જ ચલાવાતી સરકારના પ્રમુખ ટ્રુમેને વસ્તુઓની કિંમતો પરનો અંકુશ ઉઠાવી લીધો.

અને તરત જ વસ્તુઓના ભાવનો આંક જે ૧૯૪૬ના જુલાઈમાં ૧૧૩ હતો તે ૧૯૪૭ના જુલાઈમાં ૧૫૦ પર પહોંચ્યો

અને ડોલર-દાનવોનો નફો જે યુદ્ધ પહેલાં ચાર બીલિયન

હતો અને યુદ્ધની નફાખોરીમાં દશ બીલિયન બન્યો હતો તે કિંમતો પરનો અંકુશ ઉઠાવતા સત્તર બીલિયન પર પહોંચી ચૂક્યો. યુદ્ધ દરમિયાનના નફા કરતાં એમાં ૬૩ ટકાનો વધારો ઊછળી ઊઠ્યો અને લોખંડ તથા પોલાદમાંનો નફો પંચોતેર ટકા વધી ગયો.

ટ્રુમેન-ડેમ્ક્રીને ડોલર-રાજાઓને એક જ તડાકે નફાનો ઢગલો દઈ દીધો પણ ઘર-આગણેની ખરીદશક્તિને થભાવી દીધી. ઘર-આગણે જનતાના કરજને વધારી દીધુ. ઘર-આગણે જ અમરિકન લોકના ગળા પર કાપ મૂકી દીધો ત્યાંના ભાવનિયમન બોર્ડે જ જાહેર કર્યું કે ભાવનિયમન ઉઠાવી લેવાને લીધે દશ જ મહિનામાં અમરિકન લોકને આઠ બીલિયન ડોલર વધારે ભરવા પડ્યા છે

એમ અમરિકન ઇજારવાદનો પહેલો ઘા અમરિકી જનતા પર ઊતર્યો અમરિકી ડોલર-દાનવોએ પહેલા કોળિયા તરીકે દશ જ મહિનામાં જનતાના આઠ બીલિયન ડોલર ઝડપી ખાધા અને ૧૯૪૬ના જાન્યુઆરીથી ૧૯૪૭ના મે સુધીમાં અમરિકન લોકનો કરજનો આંકડો ચાર બીલિયન ડોલર કરતાં વધારે વધી ગયો છે એમ અમરિકાના ફીડરલ-રીઝર્વ બોર્ડે જાહેર કર્યું.

પણ આ તો ડોલર-દાનવોનો પહેલો કદમ હતો બીજે કદમે એમણે નાનાં કારખાનાઓને ગળી જવા માંડ્યા અમરિકામાં બેકારોની સંખ્યા કૂદકે ને ભૂસકે વધવા માડી. બેકારોની વધતી જતી સંખ્યાનો લાભ ઉઠાવતો ઇજારવાદ મજૂરોના પગાર ઘટાડતો ગયો.

પણ એથી અમરિકન મજૂરો હિલચાલ કરે તો ? તો તરત જ એણે ટાફ્ટ-હાર્ટલીના નામનો નામીચો બનેલો કામદારોને ગુલામ બનાવતો કાળો કાયદો ઘડી કાઢ્યો ચાર બીલિયનના વાર્ષિક નફાથી વીશ બીલિયન પર પહોંચેલા અમરિકી ડોલર-દાનવ પાસે

એના શ્રમમાનવ માટે એ વિના બીજો કોઈ ફાયદો હતો નહિ. અમરિકાની મજૂર જનતા પર જગત જીતવાની તૈયારી કરતો અમરિકી શાહીવાદ એ દમનનો કોરડો વીંઝતા માંડ્યો.

પણ અમરિકાની ખરીદશક્તિ તો ઘટી ગઈ હતી. વધતા જતા ભાવ અને ઓછા થતા પગારને લીધે અમરિકન લોક પાસે-થી નફાના ઢગલા કાયમ રાખી કે વધારી શકાય તેમ નહોતું. એટલે અમરિકી જનતાને ઠોલી નાખતા શાહીવાદી બર્મરે ખડકાઈ ગયેલા માલના જથ્થાને જગતભરમાં ધકેલવાની અને અમરિકી જનતાને ગુલામ તરીકે જકડી રાખવાની કારવાહી આરંભી દીધી હતી.

એટલે અમરિકાની નિકાશ જે ૧૯૩૯માં ચાર બીલિયન ડોલરની કિંમતની હતી તે આજે વીસ બીલિયન ડોલરની કિંમત જેટલી બની ચૂકી. પણ અકરાંતિયા બનેલા યાંકીને બીજી મુશ્કેલી નડી.

તે એ કે આખી દુનિયાના દેશોમાં ડોલરની અછત હતી. અમરિકાનો માલ ખરીદવા ઉધરે તો ડોલર જ જોઈએ ના! અમરિકન માલના બદલામાં માલ તો દઈ શકાય તેમ નહોતું કારણકે અમરિકી શાહીવાદ પોતાની સરહદો પર તો નાકાબંધીઓ બાંધીને બેઠો હતો અને આખી દુનિયાને કહેતો હતો, 'અમારે માટે તમારાં કમાડ ખોલી નાખો.'

પણ કમાડ ખોલ્યા પછી પણ અમરિકી માલ ખરીદવા જેટલા ડોલર નહોતા તેનું શું થાય?

'તેનો ઉપાય આ રહ્યો,' બોલતો ડોલર-દાનવ કહેતો હતો, 'તમે અમારી પાસેથી ડોલરની લેનો લો...અમે ધીરાણ કરવા તૈયાર છીએ.'

અને એ યોજના માર્શલ યોજના તરીકે જાણીતાર્થી ઓળખાઈ હતી.

એ યોજના દુનિયા જીતવાની લશ્કરી યોજના તરીકે દેખાઈ ગઈ. એ યોજનામાં જે દેશ તેમાં સપડાય તેને પોતાનું ગુલામ સંસ્થાન બનાવી દેવાની કારવાહી પરખાઈ ગઈ. એ યોજનાને ખરાબે ચઢેલો ટરકી અને ગ્રીસ એ યોજનાના આકારની રેખા દોરી રહ્યા.

ડૉલરની તરવાર ધરીને જગત જીતવા નીકળતો યાંકી એ યોજનામાં શાહીવાદી ડાકુ દેખાયો. વૉશિંગટનના વૉલસ્ટ્રીટમાં રહેતા ચામકાકાઓ ધરમાદો કરવા નહોતા નીકળતા પણ ધીરાણની કરવતી નીચે આખી દુનિયાનો શિકાર કરવા માગતા હતા તે વાત સાવ સાફ બની ગઈ.

ત્યારે પરદેશી વેપાર કમિટીનો અમેરિકી પ્રમુખ જેક્સન ૧૯૪૬ના નવેમ્બરના ૧૩મા દિવસે એ જ બોલ્યો હતો કે, 'આપણે આપણી આર્થિક સત્તાનું બધું વજન વિશ્વવ્યવહારમાં નાખવું જોઈએ.'

જાણે એ સમય આવી પહોંચ્યો. ડૉલર-દાનવો પાછા હટી શકે તેમ નથી. પાછા હટાય તો અમેરિકી જનતાનાં પરિબળોમાં ડૂબી જવાય એટલે હિટલરનાં ખૂની ધાડાંના શમી જતા ઓળા હજુ સાફ થયા નથી ત્યાં જગત જીતવાની કૂચકદમ કરતો ડૉલર–દાનવ નવો જીતનાર સામંત બનીને ત્રીજા વિશ્વસંગ્રામ તરફ દુનિયાને ઢસેડવા બહાર નીકળ્યો છે.

અને એની પાસે તો અણુ-બૉમ્બ પણ છે.

જાણે અમેરિકાને આંગણે આવેલી જગત જીતવાની ધન્ય ઘડીને આલિંગવા દોડતો હોય તેમ જૂના જગતનો અંગ્રેજ રાજ્યધુરંધર પોતાના ૧૯૧૪માં બનેલા દિલનાં કૂંચવાઈ ગયેલાં ૧૯૪૭ના મે મહિનામાં અમેરિકી શાહીવાદના 'લાઈફ' નામના માસિકમાં બૂમ પાડી ઊઠ્યો, 'હું અમેરિકન હોત તો!'

કેવો સોનાનો સૂરજ અમરિકી ધરતી પર ઊગ્યો હતો ! અને ત્યારે દુનિયાને જીતવા નીકળનાર ડોલર-દાનવોમાંનો એક એ અમરિકન નહોતો પણ દેવાળિયો બનેલો અંગ્રેજી શાહીવાદ હતો.

૧૯૨૭ના જાન્યુઆરીમાં ઇટાલીના ફાસિસ્ટ પિશાચોને ભાષણ આપતો એ એવો જ ગદગદ બનીને પોતાની ઇચ્છા કહી સંભળાવતો હતો કે, 'જો હું ઇટાલિયન હોત તો આદિથી અંત સુધી તમારી જ કેરોળમાં રહીને લેનિનવાદની ઇચ્છાઓ ને આવેગો સામે લડ્યો હોત.'

આજે એનો ઉમળકો ભીંજાઈ આવતો હતો. એ 'ડાયરી'-માં લખતો હતો કે મેં જ ફુલ્ટનમાં ભાષણ આપીને સોવિયટ અને તેની સાથીદાર લોકસરકારોને ફરતી કાંટાવાડ કરવાની વાત કરી હતી અને મેં જ ગ્રીસમાં જનરલ સોબીને તાર કરીને કહ્યું હતું કે તેણે પેપેન્ડ્રોનો પક્ષ લઈને જેમને વીંધવા પડે તેમને વીંધી નાખતાં અચકાવું નહિ.'

અને એણે જ ચાલીસ દિવસ સુધી ગ્રીસના નગરમાં લોક-સંહાર ચલાવવા ત્રણ બ્રિટિશ ડીવીઝનો મોકલી હતી. એ મહાન વામન યાદ કરતો હતો કે પછીથી લોહીલુહાણ ગ્રીસને કબજે રાખવાની જવાબદારી અમરિકી શાહીવાદને જેણે સુપરત કરી હતી તે કહેવાતી મજૂર સરકાર પણ ચર્ચિલને પગલે જ ચાલતી હતી અને કહેતી હતી. 'પૂર્વ ભૂમધ્યમાં અમે એકલા પહોંચી વળી શકીએ તેમ નથી એટલે...'

એટલે એ ડોલર-દાનવો આવી પહોંચ્યા પણ ચર્ચિલને બે સૈકાઓ સુધી ખેલેલા શિકારનાં નંદનવન સરી જતાં દેખાતાં હતાં. બે સૈકાઓના વિશાળ સામ્રાજ્યનો અંત દેખાતો હતો એટલે એની નજર નવેસરથી દુનિયા જીતવા નીકળનાર વોલસ્ટ્રીટના સામ્રાજ્યો પર ઠરતી હતી અને એનું દિલ ઘુમરાતું હતું, 'હું અમરિકન હોત તો !'

એ મહાન વામન કેવો દયામણો દેખાઈ પડતો હતો! એ શાહીવાદી શિકારી ઘરડો થયો છતાં એની લોહીની તરસ છીપી નહોતી. એને અમરિકન કલેવરમાં પેસવાનું મન થતું હતું અને એ ડોલર–દાનવોને કહેતો હતો, 'હું અમરિકન હોત તો એમ જ વરત્યો હોત.'

પણ એ કેવો ભીંત ભૂલતો હતો! સમયનાં વહેણને નહિ દેખતો એ કેવો અંધ બનતો હતો! પેરીસ કોમ્યુનને બદલે હવે વિજયી સમાજવાદ ધરતી પર ઊતરી ચૂક્યો હતો. અને મૂડીવાદી બજારવાદ દુનિયાને બબ્બે વાર સંહારમાં ધકેલીને જગતજનતાના ધિક્કારમાં તરબોળ બનેલો નાકામિયાબ અને નબળો પુરવાર થઈ ચૂક્યો હતો. ત્યારે અમરિકી શાહીવાદના શામકાકાઓ દુનિયાના મૂડીવાદી કમઠાણના આગેવાનો બનતા હતા અને ત્યારે તોપણ અંગ્રેજી વામન કલેવર અમરિકી શાહીવાદી બનવાની ઇચ્છા કરતું હતું.



પ્રકરણ પાંચમું

## આપણી દુનિયા પર, ડૉલર-શાહીવાદની શરીર-રચના

દૂરથી રળિયામણા દેખાતો અને માનિકોના અખબારોના મોઘા પ્રચારમાં ઓપી ઊઠતો અમરિકી યાંકીઓનો દેશ, ડુંગરની જેમ દૂરથી રૂડો છતાં હકીકતની રેખાઓને નજદીકથી નિહાળતા આખી દુનિયા માટે ભૂખમરો, રોગ, વિગ્રહ અને દમનોના દોર વણતો ડૉલર-દાનવોની સહારક રચનાવાળો સાફ દેખાય છે

આ બધા દેખાવોનાં મૂળ કારણો એની અર્થઘટનામાંથી જ શોધી શકાય.

૧૯મા શતકના પહેલાં સાઠ વરસ સુધી એ દેશની ઉદ્યોગ-ઘટનાનો ઉત્પાદક દરજ્જો દુનિયામા ચોથો આવતો, અને પહેલો નબર બ્રિટનને ભાગે જતો હતો

એ પહેલા નબરની ઉદ્યોગ-ઘટનાવાળો અગ્રેજી શાહીવાદ ત્યારની દુનિયાનો વડો હતો કારણકે પોતે દુનિયાનુ કારખાનુ' હતો. ત્રણસો વરસ સુધી કાવતરાં કરીને, લડીને, ચાંચિયો બનીને આખી દુનિયાનાં ૪૦૦,૦૦૦,૦૦૦ માનવો એટલે ચોથા વિભાગની માનવતા પર પોતાનાં શોષણ સ્થાપીને એ સૂરજને પણ પડકાર કેકતો હતો કે ' છે તારી હિંમત મારા સામ્રાજ્ય પર આથમવાની ? '

એવો અંગ્રેજી શાહીવાદ જગતનાં બધાં બદરનો વેપારી હતો અને અમરિકા તથા આખી દુનિયાનો બેન્કર હતો

પણ પહેલા વિશ્વયુદ્ધમાં દુનિયાના બીજા દેશો લડતા હતા ત્યારે અમરિકાએ તેમને માટે આયુધો અને સાધનો તૈયાર કરતા ઉદ્યોગો વધાર્યા. એને માટે લડાઈ લડવા કરતાં લડાઈનો કૉન્ટ્રેક્ટો લેવામાં વધારે નફાવાળી પુરવાર થઈ. લડાઈએ અમરિકાને નાણું-ના ઢગલા કરી આપ્યા. અમરિકાએ સંહારનાં શબોમાંથી સોનું લણ્યું.

એવો અમરિકા શાહીવાદી સ્વરૂપવાળો પહેલા વિશ્વયુદ્ધનો નફાખોર બનીને બહાર નીકળ્યો અને વધારે વેગથી કારખાનાં ચલાવતો બીજા શાહીવાદોનો હરીફ બન્યો. ૧૯૨૫મા એના ઉદ્યોગોનું ઉત્પાદન ગ્રેટબ્રિટન, ફ્રાન્સ અને જર્મનીનું એકઠું કરે તેટલું બની ગયું.

એ હરીફ શાહીવાદની સામે ટકવા બ્રિટને ઓટાવા મુકામે 'ઇમ્પિરિયલ પ્રેફરન્સીસ'ની યોજના ઘડી. એ યોજનાને લીધે એણે પહેલા ૩૬ ટકાને બદલે ૧૯૨૯માં ૪૫ ટકા, ૧૯૩૭મા ૪૮ ટકા તથા ૧૯૪૫મા ૫૪ ટકા માલ સામ્રાજ્યનાં બજારોમાં વેચ્યો.

પણ ત્યાં તો બીજું વિશ્વયુદ્ધ આવી પહોચ્યું. એનો શાહી-વાદી અમરિકી હરીફ ઘણો બળવાન બની ચૂક્યો. અમરિકન શાહીવાદે આ વિશ્વયુદ્ધમાં તો નફાના ઢગલા કરી નાખ્યા. એણે વિગ્રહમા ભાગ લીધો ખરો પણ ઘણો મોડો અને ઓછો, એટલે વિશ્વયુદ્ધમાં એનાં ૨૬૨,૦૦૦ માણસો જ મરણ પામ્યાં. એના કરતાં વધારે સંખ્યા તો (૩૫૫,૦૦૦) અમરિકામાં એ સમય દરમિયાન અકસ્માતોમાં મરણ પામતી હતી.

અને બીજા વિશ્વયુદ્ધમાં એ શાહીવાદ જોડાયો ત્યારે પણ દુનિયાના સાત ટકા જેટલા સ્થળ પર, દુનિયાની ૭ ટકા જેટલી વસ્તીવાળા એ અમરિકી દેશ પાસે દુનિયાના પેટ્રોલિયમની કુલ પેદાશના ૬૦ ટકા, દુનિયાની કોલસાની કુલ પેદાશના ૨૯ ટકા, લોખંડના ૬૦ ટકા, પોલાદના ૨૫ ટકા, ત્રાંબાના ૩૨ ટકા,

એલ્યુમિનિયમના ૨૨ ટકા, મોટરકારોના ૭૨ ટકા, વિજળિક શક્તિના ૩૧ ટકા, ઘઉંના ૧૭ ટકા, જવનાં ૩૦ ટકા, અનાજના ૫૫ ટકા, રૂના ૪૧ ટકા નીપજતા હતા તથા સોનાના ૧૨ ટકાની પેદાશ હતી તથા આખી દુનિયા પાસે હતું તેના કે જેટલું સોનું એના ભંડારોમાં મોજૂદ હતું.

કેવો સમૃદ્ધ અને આબાદ અમરિકા બની ચૂક્યો હતો! એના માલિકોએ આંતરવિગ્રહ પછી કમાયા કમાયા જ કર્યું હતું. એની પૂર્વ-પશ્ચિમ દિશામાં બે મોટા મહાસાગરો એનું રક્ષણ કરતા હતા. એની ઉત્તરે કેનેડા અને દક્ષિણે મેકિસકો બંને નમાળા દેશો હતા. બીજા દેશોની જેમ એના પર વિગ્રહોની આફતો આવી નહોતી અને ધરતીના ઊભરાતા ભંડારો જેવો જ ઉદ્યોગ પણ ધીખી ઊઠયો હતો.

પણ એ મૂડીવાદી કમઠાણમાંથી જ ૧૯૨૯-૩૩ની આર્થિક આંધી ઊઠી. અહીંથી જ એ મૂડીવાદી કમઠાણની ઓલાદના મોત જેવા ઝંઝાવાત આખી મૂડીવાદી દુનિયાને લપેટવા ઊઠયા. એ મહાસમૃદ્ધ દેશની મૂડીવાદી યોજનાએ એનાં ઉત્પાદનને થંભાવી દીધાં અને જગતભરમાં એ મહાસમૃદ્ધને આંગણે જ કરોડો બેકારો કામ વિનાનાં રખડતાં બન્યાં.

અને ત્યારે જ એ સમૃદ્ધિના ઢગલાને સમાજગત કરવાને બદલે અમરિકી માલિકોએ નફાખોરી કમઠાણને સમાતી રાખવા માટે માલના ઢગલા દરિયામાં ડુબાડી દીધા અને ઊભા ખેતરોના પાક હુલાવી દીધા.

પાછું બીજું વિશ્વયુદ્ધ આવ્યું અને અમરિકી શાહીવાદને નફાખોરી કરવાના અને માલિકોની આબાદીને ઔર વધારી દેવાના સોનાના સૂરજ ઊગ્યા. અંધારાનાં પંખીઓ જેવા એ નિશાચરોને ચરવાની તક સાંપડી. એ વિશ્વયુદ્ધના આરંભમાં અમરિકાના

ઉત્પાદનના આંકડાને સેંકડો ગણીએ તો ૧૯૩૯ કરતાં '૪૩માં એનું ઉત્પાદન ૨૩૭ના ઇન્ડેકસ પર પહોંચી ગયું એટલે ૧૯૩૯ કરતાં બમણાથી પણ વધી ગયું. એની રાષ્ટ્રીય આવક ૧૯૨૯માં આંધી પહેલાં ૮૧,૧૦૦ મીલિયન ડોલર હતી. આંધીનો પછાડો ખાઇને ૧૯૩૮માં તે ૬૪,૦૦૦ મીલિયન ડોલર બની હતી પણ બીજા વિશ્વયુદ્ધના સંહારમાં સોનું ચરતા અમરિકી શાહીવાદે ૧૯૪૪માં રાષ્ટ્રીય આમદાનીને ૧૬૦,૦૦૦ મીલિયન ડોલર બનાવી દીધી.

પણ સોનેરી ટોળકીઓની જ આ સમૃદ્ધિ સમાજની આબાદી હોતી જ નથી; નહિતો આવી ભગીરથ આબાદીથી અમરિકી જનતાનાં જીવન કેવાં સુખી અને આનંદી બને! એથી વિજ્ઞાન અને સંસ્કારના જીવનવ્યવહાર કેવા સહકારી, સુયમ અને માનવજાતના વિકાસ માટે સમાન બને! આવું આબાદી ભરેલું અર્થકારણ સમાજગત હિતની યોજના આવકારે તો એકલી અમરિકી જનતાની નહિ પણ જગતભરની માનવતાનાં સુખચેનમાં કેવો જગી ફાળો આવી પડે!

પણ અમરિકી અર્થકારણનો માલિક અને સરકાર બનેલો માલિક તો શાહીવાદ હતો. એનું કમઠાણ તો પોતાની જનતા અને માનવતાના શોષણ પર રચાયું હતું. એનો વહીવટ તો નફાખોરીનો હતો. એનો જીવનવ્યવહારનો શ્વાસપ્રશ્વાસ જનતા પર બેકારી, રોગ, દુષ્કાળ અને સંહાર સુસવતો હતો.

પણ ત્યારે જ ફાસીવાદી પિશાચનો નાશ કરવા લડેલી જનતા એના દેશોમાં લોહીલુહાણ હતી. એનાં ઘરબાર તારાજ થયાં હતાં, એના કોઠાર બેળાઈ ગયા હતા, અને એના સંસાર વેરાન બન્યા હતા. ત્યારે વિશ્વયુદ્ધમાં ફાસીવાદ સામે જમીનમાં પગ રોપીને લડેલા એ લડવૈયા આજે તાપમાં તવાયલા, અરધાં ભૂખ્યાં રહીને પોતાના જીવનવ્યવહારને પગભર કરવા અથાગ મહેનત કરતાં હતાં.

ત્યારે જ્યારે જગતની માનવતા આફતમાં હોય, ત્યારે જ્યારે દુનિયાની માનવતજાત સંકટમાં હોય ત્યારે...ત્યારે અમારી આબાદી લઈને તેમના દેશ પચાવી પાડવાનો, તેમની આઝાદી લૂંટવાનો, તેમને ગુલામ બનાવવાનો, તેમના સંકટમાંથી અમારી સમૃદ્ધિની સત્તાની સરકારને દુનિયા પર ઠોકી બેસાડવાનો...અને ત્યારે જ જગતભર પર અમરિકી માલિકનો યુગ ઠોકવાનો અને અમરિકી આણુનો વરતાવ બેસાડવાનો અમારો એ મોકો છે, એમ એ શાહીવાદ કહેતો હતો

ત્યારે જ અંધારાનાં એ પંખેરુઓ વોલસ્ટ્રીટમાંથી બોલતાં હતા. ત્યારે જ અમરિકાના માનવખોરા જગત પર વીતેલાં સમરાંગણુ સૂંઘતાં ચરવા નીકળતા હતા.

એ તો એમનો અવસર હતો.

એનું એક નામ અમરિકી ઇજારવાદ હતું. એ બૂમરાણુ કરતો હતો, 'અમારે નફા કરવાના બજાર માટે તમામ જકાતી દીવાલોનાં કમાડ ખોલી નાખો...આખી દુનિયાનાં બારણાં અમારે વેપાર કરવા માટે ઉઘાડી નાખો.'

'પણ-અમે...અમે 'ઇમ્પિરિયલ પ્રેફરન્સીસ' વાળા અંગ્રેજી શાહીવાદીઓ !'

'તમે પણ...તમે પણ તમારા સામ્રાજ્યનાં કમાડ અમારે માટે ખુલ્લાં કરી નાખો...તમે અમારા પટાવાળા તરીકે જ પાછળ પાછળ...' એણે અંગ્રેજી શાહીવાદને પણ સંભળાવી દીધું.

અમરિકી ઇજારવાદીની ભૂખ આખી દુનિયા ચરવાનો ઇજારો માગી ઊઠી અને એણે બહારના માલને અમરિકામાં આવતા અટકાવવા પોતાની સરહદો પર મજબૂત નાકાબંધી નાખી દીધી.

પોતાના સામ્રાજ્યનું શોષણુ કરવાનો પોતાનો જ હક્ક ઠરાવતી અંગ્રેજી શાહીવાદની 'ઇમ્પિરિયલ પ્રેફરન્સીસ'ની યોજના ધરાશાયી

બની અંગ્રેજી શાહીવાદનો કટ્ટર કીડો ચર્ચિલ ત્યારે કહેતો હતો કે 'હું આપણા સામ્રાજ્યને ફડચામાં મૂકવા નામદાર શહેનશાહનો વડો પ્રધાન નથી બન્યો '

પણ અમરિકી શાહીવાદની ઇજારવાદી ભીંસમાં અંગ્રેજી શાહીવાદી અર્થકારણ આવી ગયું સૈકાઓ સુધી જગતનો શિકાર કરનાર અંગ્રેજી શયતાનિયતની પકડની ચૂડ ઢીલી પડી હિંદ પર પોતાના પડછાયાને પાંગરવાની પ્રત્યાઘાતી રચના રચીને, હિંદના જીવનમાં જ્યાં પાડી શકાય ત્યાં ભાગના પાડીને, હિંદ-લોકને સહારના ચોકઠામાં ગૂંદીને દઈને એ પૈશાચિકતાને હિંદમાંથી પાછું પડવું પડ્યું ગ્રીક અને ઇરાનની જનતાને સહારના ચાકડા પર ચઢાવીને તેણે એ ચાકડો અમરિકાને સુપરત કરવો પડ્યો

અને ઇજારાઓનો એ દેશ આખી દુનિયા પર શિકારી નજર ફેરવતો પોતાના ઇજારાવાદી ડોલર-દાનવનો ગલીચ દેહ ધરીને, બીજા વિશ્વયુદ્ધનો વિજેતા બનીને પોતાની મેલી મુરાદના કામ ઉકેલવા અમરિકાના ઉંબરા પરથી તાકી રહ્યો

એ અમરિકી ઇજારશાહીનાં બસો જેટલાં ટ્રસ્ટોનું રોકાણ અમરિકાની આસપાસના મુલકોમાં જ યુદ્ધના અંત વખતે એકસો બીલિયન ડોલરનું હતું. ઇજારવાદી ટ્રસ્ટોના એ દેશમાં યુદ્ધ પહેલાં મોટી ૪૮ કંપનીઓમાં દરેકમાં દશહજાર કામદારો કામ કરતાં પણ ૧૯૪૪માં એવી જંગી કંપનીઓની સંખ્યા ૩૪૪ થઈ, અને તેમાં કામ કરતાં કામદારોની સંખ્યા ૧,૪૦૦,૦૦૦ ને બદલે ૫,૧૦૦,૦૦૦ પર પહોંચી ચૂકી અમરિકાનાં દર ત્રણ કામદારોમાંથી બે કામદારો આ જંગી કારખાનાઓમાં કામ કરતાં બન્યાં અને આજે એ ઉપરાંત જંગી કારખાનાંઓની સંખ્યા લગભગ ૨૫૦૦ જેટલી બની ચૂકી છે.

યુદ્ધ દરમિયાનમાં અમરિકાનું ઉત્પાદન પહેલાં કરતાં બમણું

થઈ ગયું એટલે આજે અમરિકાની ઉત્પાદન–સગવડો આખી મૂડીવાદી દુનિયામાં ૩/૪ જેટલી બની ગઈ છે. એટલે ૩૪૪ અતિ મોટાં કારખાનાં અને ૨૫૦૦ જંગી કારખાનાઓ તથા બીજાં કારખાનાંઓ મળીને આખી મૂડીવાદી દુનિયાના ઔદ્યોગિક ઉત્પાદનનો ૩/૪ માલ અમરિકા બનાવે છે.

અમરિકાનાં એવા વિશાળ અને જંગી કારખાનાઓનો માલિક, માલિકોની ઇજારવાદી મંડળીઓ છે. એ બધા મંડળો અમરિકાના આખા ઉદ્યોગ તથા બેન્કો અને વિમા–કંપનીઓના માલિક છે. એ સૌમાં અમરિકાના ચાર મોટાં ઇજારદાર ટ્રસ્ટો છે. બે હજાર જેટલી ઉત્પાદન–વસ્તુઓ પરનો બધો કાબૂ આ ચાર માલિકમંડળો ધરાવે છે એમની પાસે એ ઉત્પન્ન થતા માલનો પોણો ભાગ ઉત્પન્ન થાય છે. એ ઉત્પાદનોમા એ ચારની મંડળીનો કાબૂ ખાવાના પદાર્થોના ઉત્પાદન પર ૫૮ ટકા છે, જગતની વસ્તુઓના ઉત્પાદન પર એમનો કાબૂ ૬૨ ટકા છે અને રબ્બર તથા યંત્ર–ઉત્પાદન પર એ મંડળી ૮૫ ટકા કાબૂ ધરાવે છે. એ ઉપરાત બીજા ઘણા માલનો સોએ સો ટકા કાબૂ એમનો જ છે, તથા ૩૬ થી ૪૦ ટકા જેટલો રસાયણઉદ્યોગ એમનો જ છે.

એવાં એમના કુટુંબ–નામો મોરગન, રૉકફેલર, ડુ–પોન્ટ, મેલન, કુન–લોબ, વગેરે છે અમરિકન અર્થકારણના એ ડોલર–રાજાઓ છે. અમરિકનો જેને 'બીગ-બીઝનેસ' કહે છે તેના તાણાવાણા એ ગોઠવે છે અમરિકી સરકારના વહીવટનું સુકાન આજે એમણે હાથ કર્યું છે.

એ ડોલરદાનવોએ આ વિશ્વયુદ્ધમાં બધા કરવેરા બાદ કરતાં ૫૩૦૦૦ મીલિયન ડોલરો નફો કર્યો. એ અમરિકન કોરપોરેશનોમાંની ૩૪નો નફો દશગણો વધી ગયો ને ૫ ચનો સોગણો વધી ગયો.

આવા રાક્ષસી નફાના ઢગલા પર ચડનો અમરિકી ઇજાર-

વાદ પોતાની નફાખોરી એટલી જ ચાલુ રાખી શકે તેના એક પગલા તરીકે તેમની ટ્રુમેન સરકારે ભાવનિયમન રદ કરી દીધું.

અને ૧૯૪૬માં ભાવનિયમન જતાંની સાથે જ આ ટ્રસ્ટોએ ભાવ ચઢાવવા માંડ્યા અને છેલ્લાં ૨૭ વરસ કરતાં તે સૌથી વધારે ઊંચા બની ગયા. અમરિકી ડૉલર-દાનવોની નફાખોરીને એટલું બસ ન થયું એટલે 'સુપર-પ્રોફિટ' પરનો કરવેરો એમના પરથી નાબૂદ થઈ ગયો, અને ૧૯૪૭માં આ જંગી ટ્રસ્ટોનો નફો જે સૌથી વધારે ૧૯૪૩મા હતો તેટલો જ ૨૨૦૦૦ મીલિયન ડૉલરનો ૧૯૪૭માં પણ બન્યો.

એ જ ઇજારાઓ, ટ્રસ્ટો પાસે યુદ્ધ દરમિયાન યુદ્ધ-ઉદ્યોગો હતા. એમની પાસે જ યુદ્ધનું ઉત્પાદન હતું. એમણે સરકારી જંગી રકમો વડે પોતાની પ્રયોગશાળાઓ વિશાળ બનાવી હતી. દારૂગોળા અને યુદ્ધસરંજામમા એ કોરપોરેશનોએ ઘણી શોધખોળ પોતાની માલિકીની બનાવી હતી એ ઉપરાંત સિન્થેટીક રબર, પ્લાસટીક્સ, અને સિન્થેટીક્સના વિશાળ ઉપયોગો ઉદ્યોગને લગતા એમને ત્યાં થયા હતા. અહીં એમનાં જ ભોંય-તળિયાંની અંગત માલિકીમાં અણુબોમ્બ શોધાયો હતો. એ અણુબોમ્બના આખરી રૂપ પર ઘણી કોરપોરેશનનો હાથ હતો. અણુબોમ્બનું આખરી ઘડતર એ બધાના હાથ નીચે થઈને પસાર થયું હતું અને એ સૌમાં ડુ-પોન્ટ ટ્રસ્ટ સૌથી વધારે નજદીક હતું.

ડુ-પોન્ટના વૈજ્ઞાનિકો અને ઇજનેરો અણુબોમ્બ પર રોકાઈ ગયા ડુ-પોન્ટનાં કારખાનાંમાં માનવસંહારના આયુધના આકાર ઘડાવા માંડ્યા પ્લુટોનિયમ પર શોધ કરવાના કાફલા ડુ-પોન્ટે રોક્યા. અમરિકી સરકાર અને ડૉલર-દાનવો એકમય બની ગયા. આઝાદીનું તદ્દનામું કોરપોરેશનો સમાન્તુ ખત બની ગયું. અમરિકી ઇજારવાદને ચોપડેથી જનતા કે માનવતાનું નામ ભૂંસાઈ

ગયું. જનરલ ઇલેકટ્રીક, સ્ટેન્ડર્ડ ઓઇલ, ડુ-પોન્ટ આ બધાં સર્વહક્ક સ્વાધીનનાં અમરિકી અર્થકારણ બન્યાં.

યુદ્ધ દરમિયાનના અઢળક નફાઓ, નફાખોરીથી ભરાયેલા રીઝર્વ ડોલરોના ભંડારો, નફાખોર કોરપોરેશન પર માફ કરાયેલા કરવેરા, રદ કરાયેલા ભાવનિયમને દીધેલા ઊંચા ભાવોના ચઢતા જતા નફાઓ, કામદારોનાં નીચે ઊતરેલાં પગારધોરણો લઈને આ ટ્રસ્ટોએ દેશ પર જાણે લૂંટણખોરીનો નગ્ન નાચ આરંભી દીધો. ૧૯૪૪ને અંતે મોટી વીશ કામરશિયલ બેન્કોની ડીપોઝીટ ૩૯ બીલિયન ડોલર જેટલી થઈ. પણ માલિકોની ડીપોઝીટો રાખતી કુલ ૧૪,૫૦૦ બેન્કોની કુલ ડીપોઝીટોનો આ તો ૨૮ ટકા જેટલો જ ભાગ હતો.

અમરિકન જનતા પર જીવલેણ બનેલી હાકુવહીવટની આ ઇજારાવાદી રીતરસમ જર્મની અને જાપાની ઇજારાઓ કબજે કરવા માંડી. યુદ્ધ પહેલાં અને યુદ્ધ સમયની ત્યાંની ઇજારાવાદી મંડળીઓ પર અમરિકી મૂડીનો કાબૂ શરૂ થયો. આ બધાની અસર નીચે કચડાતો અંગ્રેજી અને ફ્રેંચ ઇજારાવાદ ઢીલો પડીને અમરિકી સાણસામાં સપડાવા લાગ્યો. અમરિકી ઇજારાવાદી શાહીવાદ, દુનિયાના મૂડીવાદી અર્થકારણનો આગેવાન પુરવાર થઈ ચૂક્યો.

પહેલાં એવી લોકપ્રિય માન્યતા હતી કે અમરિકી આબાદી, અમરિકી ધનદોલતના ભંડારો અમરિકી જનતાના જીવનધોરણને આબાદ કરવા અને યુદ્ધમાં પુરવાર થયેલી પ્રજાઓને લોકશાહી તરફ કૂચ કરવા પગભર બનાવવામાં વપરાશે.

પણ એવી ઇચ્છાઓને પરાસ્ત કરતું અમરિકી શાહીવાદનું નફાખોર કમઠાણ મૂડીવાદી અર્થકારણના નફાના નિયમને સાચો ઠેરવતું એ ધન-દોલતના પ્રવાહોને પછાત દેશોમાં શોષણની કારવાહી કરવા, પ્રત્યાઘાતનાં પશુઓને પોષવા અને જગતનાં બજારો જીતવા હાંકી રહ્યું.

એ અર્થકારણે સાફ શબ્દોમાં સમજાવી દીધુ, ' અમારા ઇજારાઓ અમારી ધરતી પર અને જગતભરમાં મુક્ત વિહરવા આઝાદ છે ' ટ્રુમેનની એવી ડોક્ટ્રીન બની

એ અર્થકારણનુ રાજકારણ ડોલર-દાનવોના જગત જીતવાના આક્રમણનુ બન્યુ મેક આર્થરે જાપાન પર અને માર્શલે પશ્ચિમ યૂરોપ પર એની આગેવાની હાથ કરી

એ અર્થકારણની શરીરરચના આક્રમણના રાજકારણનો કદમ ઉઠાવતી અમરિકી ઉબરા પરથી કૂદી પડવા ટાંપી રહી, અને વિગ્રહખોર બની

એ આક્રમણખોરની પીઠમાં પથરાયલો અમરિકી માનવતાનો સમુદાય આઘાત પામેલો દેખી રહ્યો. એ અમરિકી લોકસમુદાય માટે આખા દેશને એક યાતનાઘર બનાવીને અને કારાગાર રચીને જગત જીતવા નીકળતા એ ડોલર-દાનવને કોમરશિયલ ડીપાર્ટમેન્ટનો અહેવાલ કહેતો હતો, ' આંધી આવે છે આપણું ૧૯૪૬નુ ઉત્પાદન ૧૯૪૦ પર પહોંચવા માંડ્યું છે .પણ ૧૯૪૦માં આપણે ત્યાં બેકારોની સખ્યા નેવુ લાખ હતી પણ ૧૯૪૬માં તે સખ્યા એકસો નેવુ લાખ પર પહોંચશે '

' તો આપણા સચા ચલાવનારી મજૂરી હજુ સોંઘી કરી શકાશે અને ભાવ મોઘા થતાં જે બેકારો નહિ હોય તેવા કામદારોના જીવનધોરણ પર દબાવ રાખી શકાશે નરી કરેનો યાકી નફાખોર ગણતો હતો અને ૧૯૪૭ના એપ્રિલની ૨૮મીએ, ચેમ્બર ઓફ કોમર્સનો ઉપપ્રમુખ ધારતો હતો કે તેથી નાનાં કારખાનાઓ વિદાઈ જશે, જંગી ઇજારાઓ-ટ્રસ્ટો વચ્ચેનો મધ્યમ વર્ગી વચેટિયો દૂર હટી જશે અને બેકાર કામદારો વધનાં મજૂરદિલચાલ નરમી બનશે

આતુ રહેતા જંગી નફાઓ, ઊંચા વધતા ભાવ નીચે બેસનાં

• જતાં અમરિકી બજારો અને ઊભરાતાં બેકારો દેખતો ઇજારવાદ વિચારતો હતો, 'આપણે વરસે દહાડે ૨૫,૦૦૦ મીલિયન ડોલરનો માલ પરદેશોમાં વેચવા બહાર કાઢવો જ જોઈશે.'

• બસ એ જ એક રસ્તો રહ્યો હતો. મૂડીવાદી ઘટનાએ બીજા બધા રસ્તા નફાનુ ધોરણ ટકાવી રાખવા નાલાયક તરીકે રદ કર્યા હતા.

બીજો એક જ રસ્તો હતો. મૂડીવાદી–શાહીવાદી ઘટનામાંથી એ પણ જન્મી ચૂક્યો હતો. દુનિયાનાં બજારો સર કરવા લશ્કરો, આયુધો અને શસ્ત્રસરંજામ પણ વધારવાં જ જોઈએ. અઢળક બનેલા નફાના ઢગલાનો બીજો હિસ્સો એ તરફ વળ્યો. શસ્ત્રો બનાવવા માટે ૧૯૩૮ની સાલમાં મંજૂર કરાયલી રકમ કરતા બારગણી વધારે મોટી રકમ મંજૂર કરવામાં આવી.

એમ અમરિકી શાહીવાદનાં જગતનાં બજાર જીતવાનાં જહાજો સાથે શાહીવાદના રણરથ જોડાઈ ગયા. અમરિકી નફાખોરોનો કાફલો વિગ્રહખોરોથી ઊભરાયો. અમરિકી ડોલર–ડાકુઓના ઉત્પાદનના સંચાઓ યંત્રાયુધોની હિલચાલ ભેગા ભળી ગયા.

એ બધી જમાવટની એકજ નેમ અમરિકી વિગ્રહખોર–ઇજારવાદની શરીર-રચનામાંથી નીતરી રહી એક જ હલચલ એ દાનવ-દેહનાં ચાલનમાં આકાર લઈ રહી. અમરિકી શાહીવાદી કલેવરનો એક જ વ્યવહાર માનવમાત્ર સમાનના અમરિકી ધરતી પર ઘડાયલા તહનામાને રસાતાળ ચાપી દઈ ને એ લોકસમતા અને ન્યાયસમતાની સમાજવાદી જનતાની ઘટનાને સોવિયટ દેશમાથી બહાર પગરાવા ન દેવાનો અને જગતના કારખારને માલિક અને ગુલામની ઘટનામાં ગોંધી રાખી જાલિમ વ્યવહાર જારી રાખવાનો બની ગયો.

એવી અમરિકી ઘટનામાથી રૂઝવેલ્ટની નીતિ રદ થઈ ગઈ

અને એ અમરિકી ધટનામાં ગોઠવાતા અંગ્રેજી શાહીવાદી ઘટનામાં, મજૂર સરકારનો બૂરખો ઓઢેલા બેવીને ચર્ચિલ–નીતિ કાયમ કરી. એમ એક રૂઝવેલ્ટના ઓજસનો ઘાત કરીને અને બીજા શાહીવાદ ચર્ચિલ–નીતિનો આદર કરીને ત્રીજા મહાસંહારનું જોડાણુ આરંભ્યું.

હિટલર–મુસોલીનીનું એવું જ એક જોડાણુ જગત પર શાપ બનીને શમી ગયું હતું. એ જોડાણની ધરીના ચૂરા મોસ્કોના અને સ્ટાલિનગ્રાડના પાદરો પર થઈ ચૂક્યા હતા. આજે આબાદ બનેલો અમરિકી શાહીવાદ અને દેવાળિયો થયેલો અંગ્રેજી શાહીવાદ એની જ બીજી ધરી પર જગત જીતવાના સરંજામ ખડકતા પહેલાં કરતાં વધારે મોટા સંહારની યોજના ઘડીને નીકળે છે. પહેલી ધરીના વાહકો સોવિયટ સામે યુદ્ધ કરવાની, કોમ્યુનિસ્ટોને કચડી નાખવા-ની, કામદારોને ગુલામ બનાવવાની વાતોનાં ઝેર ફૂંકતા હતા તે જ વિષના ઊભરા કાઢતાં ટ્રુમેન–એટલી અને માર્શલ–બેવીનનાં જોડકાં જનતાની આંખમાં ધૂળ નાખતાં શાહીવાદનો સંહાર–રથ હાંકી રહ્યાં છે.

આજે જગત–પ્રતિક્રાન્તિના એ શંભુમેળામાં ઓક રજવાડી ફાસિસ્ટો, ઇરાનના રજવાડી જાલિમો, ટરકીશ સરમુખત્યારોના ઝનાનાઓ અને ક્યોમી નટાંગના ચાંગ–ફાસીઓ અને હિટલર–મુસાના પોલીસમેન જેવો ક્રીશ અને માનવધિક્કારની બદબોથી ઊભરાતા સ્મટ્સો બેઠા છે.

એ ધરીનો ધારણુ કરવાવાળો અમરિકી ડોલર–દાનવ છે. એ ધરીનાં તેલ ડોલરનાં છે, એની વાહક શક્તિ નફાખોરીની છે. એની નીતિ અને રીતિ દેવાળિયતની છે.

એમાં રાજકારણુની નીતિમત્તા નથી કે દિલચાલની પ્રમતિ-શીલતા નથી.

જંગલિયતની ભેખડો ખોદીને હેવાનોના હાહાકાર વરસાવતા ચામકાકાઓની આ વહેલડી જગત જીતવા નીકળે છે ત્યારે જીવન-વિકાસનું એકે મૂલ્ય એમની પાસે રહ્યું નથી. જે કાંઇ રહ્યુંસહ્યું છે તે માત્ર ડૉલરના સિક્કાઓ છે.

એટલે જ યુનાઇટેડ–સ્ટેટ્સનો ચેમ્બર ઑફ કૉમર્સનો વડો નવેમ્બરના ૧૩ મા દિવસે નેશનલ ફોરીન ટ્રેડ–કાઉન્સિલને સંબોધતાં કહેતો હતો કે; 'આપણે આપણી આર્થિક સત્તાનું પૂરેપૂરું વજન વિશ્વવ્યવહારના રાજકારણના પલ્લામાં નાખવું જોઇએ.'

એ બધું વજન લઈને આજે અમરિકી અર્થઘટનાનું ઇજાર-વાદી ઢલેવર આંતરરાષ્ટ્રીય વ્યવહારના પલ્લામાં ટિંગાયું છે.

એ વ્યવહારમાં આજે દેખાય છે કે એ ડૉલર આજે અર્થ-કારણના ચલણી નાણાનો સિક્કો જ નથી રહ્યો પણ એણે આક્રમણના ડાકુ અને સંહારક રાજકારણનો શાહીવાદી દેહ ધારણ કર્યો છે. આજે એના આકારના રોમેરોમમાં જગતના પ્રત્યાઘાતો-ની બદમો મઢી મઢીને ભરવામાં આવી છે.

એ ડૉલરની શરીર–રચના આજે જગત પર ત્રાટકે છે ત્યારે એનો દિગ્દર્શક એનો કરપીણ દેહ જ છે એની ચાલ એના ભૂંડા આશયોના ભડારિયા જેવા પ્રાથમિક ઘડાયલા ખોપરામાંથી હંકારાય છે. એની પાસે નફાખોરીનું ડૉલર–ચાલન છે, ઝેરી ગેસની કૂપીઓ છે, અણુબોમ્બના ગોળા છે, વીજળીના પ્રવાહોવાળાં મોતના કારખાના છે, પણ એક જ વસ્તુ નથી. એની પાસે વિવેક નથી, સુકાન નથી, સારાસારની માનવી નજર નથી એટલે જે પૈશાચિકતામાં એનો ઉદ્ભવ છે તેની જ ભેખડ પરથી એનું મોત નક્કી છે.

પ્રકરણ છઠ્ઠું

# વિશ્વશાંતિનાં તહનામાં ચીરતા શામકાકાઓ



ત્યાર સ્ટાલિનગ્રાડથી મોઝીરક અને રોસ્ટોવ પર થઈને લાલ લશ્કરનાં ઘોડાપૂર બરલીન તરફ ધસતાં હતાં વીસ્ચુલા ઓળગાતી હતી બરલીન પાંચસો કીલોમીટર પરથી જાણે લાલ લશ્કરની દરેકદરેક છલંગે પાસે ને પાસે ફેંકાતુ હતુ. જર્મનીનો બ્રેડેનબર્ગ ઈલાકો પસાર થતો હતો. ઓડર નદી પરના એક ગામનાં જર્મન કિસાનોનુ એક જૂથ એક નાઝીને પકડીને રૂસી લશ્કરના મથક પાસે આવતુ હતું ને બૂમ પાડતું હતું 'આને વીંધી નાખો એ ગાંડો છે ચીસો પાડે છે ને ઘરો સળગાવી મૂકે છે'

અને પેલો ગાંડો હાઈલ હિટલરની ચીસ પાડીને અક્કડ ઊભો. એના માથા પર ફાટેલી ટોપી હતી, નાઝી પિશાચિકતાએ એને આવો પિશાચ બનાવીને ગાંડાતૂર કરી મૂક્યો હતો

'જર્મનીનું કલેવર આવું રચાયું હતું. અંગ્રેજ-અમરિકન શાહીવાદી બર્બરોએ એમાં જર્મનીની આવી છબીમાં રંગ આપ્યા હતા. નાઝી પિશાચોએ જર્મન ફાસીવાદને માટે જર્મન માનવતાની જંગલિયત જમાવી હતી. આવો એક નહોતો. આવા લાખો પિશાચો સંહારાયા હતા. હજુ લાખોના નિકાલ બાકી હતા. એ બધાનો લડવૈયો નાઝી હિટલર આખી દુનિયાને આગ લગાડતો જનલોકની રૂસી સરહદો પર પહોંચીને રૂસ દેશ પર મહાસંહાર વરતાવી પાછો પડતો હતો, માનવતામાં અંગ્રેજ-અમરિકન શાહીવાદે જગાડેલો શાહીવાદી ફાસી પાછો એની, બરલીનની કોઢમાં પેઠો હતો.

બરલીનનાં દરવાજા ખખડતા હતા. એ દરવાજા પર કેપ્ટન ઝુકોવ ઘા વીંઝતો હતો. નવમી વાર ઘવાઈને હોસ્પિટલમાં પડેલો એ આજે ડોકટરોની સલાહને તરછોડીને બરલીનને બારણે, નાઝી પિશાચની કોઢ પર ચઢતો હતો અને કહેતો હતો, 'બરલીન લીધા પછી મારો અધૂરો આરામ પૂરો કરીશ.'

અને નાઝી પશુઓ પાસે ને પાસે આવતા અંતની હાજરીમાં હાહાકાર કરતા હતા. શાહી ચેનસેલરીના આવાસના ભૂગર્ભમાં લપાયલો હિટલર ભયાનક ગેંડાના આખરી શ્વાસની ધમણ ધીખતો હતો અને બરલીનના સરદાર હાઉનશિલ્ડને ખસેડતો હતો અને જનરલ રીમેનને નીમતો હતો. બીજે દિવસે રીમેનને દૂર કરીને કર્નલ કૅાટરને બરલીનની સરદારી આપતો હતો, ત્રીજે જ દિવસે કૅાટરને બરતરફ કરતો ફોન વીડલીંગને નીમતો હતો.

એપ્રિલની ૨૯મીએ નિમાયલો વીડલીંગ છેલ્લા અહેવાલ આપવા બીજે દિવસે હિટલરના શાહી ચેનસેલરીના ભૂગર્ભ ખંડમાં પેસતો હતો, અને બહાર નીકળીને નોંધ કરતો હતોઃ

'હું એને દેખીને પગથી માથા સુધી કંપી ઊઠયો. એનું

માથું નિસહાય ગબડતું હતું, એના હાથ કંપતા હતા, એની જીભના લોચા વળતા હતા...કેવું કારમું એ દૃશ્ય હતું!'

અને મેના બીજા દિવસે એ દૃશ્ય દેખનાર વીલ્હેલ્મ પડેલા બરલીનના માનવપશુ જેવો ચહેરો આવતો હતો બરલીન પડ્યું અને એક ઝબકારે જગતભરમાં પડેલી માનવતાના પ્રાણ પ્રચંડ બનીને ઘૂઘવી ઊઠ્યા.

યુરોપનું હૃદય પાછું જાગતું હતું હજુય એ હૃદય પર નાઝી જાલિમનો પંજો ગોઠવાયો હતો એ પંજા પર આક્રમણ કરતો ઝેક જનતાનો પ્રાણ મધરાતની શાંતિ ચીરીને ગાજી ઊઠ્યો. વાયુસંદેશ પ્રજ્જળતો બોલ્યો, 'પ્રાગના નગરજનો! જાગી ઊઠો. પ્રાગ પર પથરાયેલા એક લાખ નાઝી સૈનિકો પર તૂટી પડો. પ્રાગના રસ્તાઓ પર આડો ઊભી કરો.'

અને પ્રાગની જનતાનો વાયુનાદ મોસ્કોમાં સંભળાઈ રહ્યો: 'લાલ લશ્કરના લડવૈયાઓને અમારી મદદે મોકલો, અમે ઊઠ્યાં છીએ...અમે જર્મન જલ્લાદોને ભીંસમાં લીધા છે.'

અને ડ્રેસડનમાં ભયંકર યુદ્ધ ખેડતું લાલ લશ્કર પ્રાગ નગરની ઝેક માનવતાનો અવાજ સાંભળીને ઉતાવળા ધા ઝીંકતું હતું. એ બન્ને વચ્ચે ઉજ્જન ગિરિમાળ ઊભી હતી એ ગિરિકંદરાઓને ટપી જઈ જલદી પહોંચી જવાનું જનરલ રીબાલ્કોને સ્ટાલિનનું ફરમાન વેગ આપતું હતું.

જનરલ રીબાલ્કોનો ધસારો પ્રાગ નગરમાં પેસતો હતો. ડ્રેસડનની બાજુએ થઈને યુક્રેનિયન મોરચાની હરોળો ઝેકોસ્લોવાકની સરહદ ટપીને પ્રાગ પહોંચી હતી. લોહીલુહાણ નગર નવી તાજગી ભરી ઊઠતું હતું. પર્વતશિખરોના ઓ પરથી, તળેટીઓમાંથી, ઝેક જનતાનાં કિસાન ગામોમાંથી પસાર થતી લાલ ટુકડીઓનાં બહુમાન થતાં હતાં. લાલ લશ્કરનાં શસ્ત્ર-આયુધો પર ફૂલહાર

ઝીલાતા હતા. પ્રાગ નગરનાં નગરજનો આહ્‌લાદના અતિરેકથી આકાશને ઝીલાવતાં હતાં. પ્રાગનાં કારાગાર છૂટતાં હતાં, પ્રાગનાં ઘરબાર જયકાર ગજવતાં હતાં, પ્રાગનાં દીકરા-દીકરીઓની છોળો લાલ બાંધવતા પર આનંદના અતિરેકના જયઘોષના મેઘનાદમાં મૂશળધાર બનીને માનવતાનાં અમી વહાવતી હતી.

૧૯૪૪ની સાલમુબારક જનતાના ઇતિહાસમાં અમર બનતી હતી. જનભાવની ભરતીઓ ચઢતી હતી, ઉમળકાની ઝોળો ઝોળાતી હતી. ગદ્‌ગદ્ દિલના દરિયા લોકમાનવોનાં આયુષ્યોને ચૂમતા હતા. જેન હસ અને જેન ઝીસ્કાનાં ફરજંદો આઝાદીનો ઉત્સવ ઊજવતાં હતાં.

પાંચ પાંચ વરસ સુધી ચંપાયલી પૈશાચિક પગલીઓ ભૂંસાતી હતી. શાહીવાદી પશુ પરાજય પામ્યો હતો. જનતાનો વિજય થયો હતો.

ત્યારે જગત-જનતાનો મહાસેનાની સ્ટાલિન બતાવતો હતો, “આપણો લોકજનતાનો જર્મન-જાપાનના ફાસીવાદ પર વિજય થયો છે, પણ હજુ યુદ્ધ અને આક્રમણનાં મૂળ ડમાયાં નથી. યુદ્ધ અને આક્રમણનાં કારણોનો પરાજય કરવાની જેહાદ તો શરૂ જ થાય છે.”

બીજા નંબરના વિશ્વયુદ્ધમાં વિજયી નીવડેલી જગતજનતાને જાગતી રહેવાનો એ અવાજ હતો.

એ અવાજ બાકી રહેલાં બે કામ તરફ દિશા બતાવતો હતો. યુદ્ધનો ફાસીવાદ પરનો વિજય એ બે કામ પર અવલંબતો હતો. પહેલું કામ તમામ ફાસીવાદી અપરાધીઓનો ન્યાય કરવાનું હતું. બીજું કામ તમામ પરાધીન પ્રદેશોમાં સાચી જનતાની સરકાર સ્થાપવાનું હતું.

એટલા જ માટે તો એટલાન્ટિક તહનામું ઘડાયું હતું અને

એ તહનામા પર કરેલી સહી સુકાય તે પહેલાં જ અંગ્રેજી જોન-બુલ ચર્ચિલે એશિયાની અને હિંદની પ્રજાઓ એમાંથી બાકાત છે એવો સનિપાત શરૂ કરી દીધો હતો. ક્રીમિયાની પરિષદ, સાનફ્રાનસિસ્કોની પરિષદ, બર્લીન પરિષદ અને મોસ્કો પરિષદોએ દરેક દેશને આઝાદી અને સ્વનિર્ણયની સાલમુબારક ૧૯૪૫ના ઐતિહાસિક અવાજ તરીકે ધરી હતી, પણ અંગ્રેજ—અમરિકી શાહીવાદી બર્બરો તેને પાછી ખેંચતા હતા.

અને ફાસી બર્બરોનો ન્યાય ચૂકવવા નુરેમ્બર્ગમા ૧૯૪૫મા લોર્ડ લોરેન્સે આંતરરાષ્ટ્રીય લશ્કરી અદાલત ખુલ્લી મુકી હતી. એ મહિનામાં જ એ અદાલતની સિત્તેર બેઠકો મળી ચૂકી હતી. ફાસીવાદી ગુનેગારો સામે અંગ્રેજ—અમરિકી વકીલોએ અને ફ્રેન્ચ વકીલોએ ફાસી પૈશાચિકતાના હેવાલો રજૂ કર્યા હતા.

ફાસી પૈશાચિકતાની યાદીઓ દિલ કંપાવતી હતી યાતનાઓ, ત્રાસ, અંગછેદ, ખૂનામરકી અને કતલોના ચિતાર કલ્પનાને પણ કંપાવતા અદાલતમાં ન્યાય માગતા ખડા થતા હતા ફાસીવાદ અપરાધીના પાંજરામાં ખડો હતો.

એ ફાસીવાદના જર્મન રાફડા ખોદાયા હતા એમાથી હજારો પાન ભરેલા ફરમાનો, કરપીણ કાવતરાં, તથા યાતનાઓ અને કત્લે-આમના આદેશો બહાર આવતા હતા.

પણ જાણે જોનબુલના જડબામાં સાચવી રખાયલો શાહીવાદી પશુ સળવળી ઊઠતો હતો. અમરિકી શામકાકો પોતાની સાચી જાત ટ્રુમેનમાં સમાલતો સંકોચાતો હતો.

અંગ્રેજી મહાજન સરકાર કાકા શામનો પાલવ ઝાલીને પેલા મહાઅપરાધી છત્રીધરનું આવાહન કરતી હતી. અંગ્રેજ—અમરિકી શાહીવાદી ડાકણો પાછી પાછલે બારણેથી દોરીસંચાર કરવા માંડી હતી. હિટલરની જે ખુશીખુશામત ચેમ્બરલેને કરી હતી તેવી જ

અત્યાચારી ખુશીખુશામતતા આ બને શાહીવાદો શરૂ કરતા હતા.

પાછું મ્યુનીચ જાગતું હતું, પાછી સફેદ લીલી અને બાર-બારોસા યોજનાઓ દેહ ધરતી હતી. ફાસી જલ્લાદોને બચી જવા માટે ભગાડી મૂકવામાં આવતા હતા. કોઈ ફ્રાંકોના સ્પેનમાં પહોંચતા હતા, કોઈ પોર્ટુગાલ અને આરજેન્ટાઈનમાં ઊતરતા હતા, કોઈ અંગ્રેજ–અમરિકી પરાધીન પ્રદેશોના આશરા પામતા હતા.

અને ઇસાઈ સુધારકોની એક ટોળકી સસેકસના અંગ્રેજી પરગણાના એક પેટવર્થ ગામમાં ટોળે મળતી હતી. જોનપુલનાં એ ઇસાઈ ફરજંદો હિટલરનો અવતાર દૈવી જાહેર કરતાં હતાં. અંગ્રેજી ફાસીવાદનો નેતા મોસલે જોરમાં આવતો હતો અને ઓસલેનો સાથીદાર ગોરકન ફેર્નીંગ પેલા ફાસી ઇસાઈઓ પાસેથી હિટલરના બસ્ટને પાંચસો પૌંડે ખરીદવાનો જાહેર ઉત્સવ ઊજવતો હતો.

અને ક્રીમિયાના ઠરાવોના પાયા પર બરલીન પરિષદમાં થયેલા નિર્ણયોના અમલ માટે મોસ્કોમાં મિલન પછી તરત જ ૧૯૪૫-ના ફાસીવાદ પરના વિજયે માનવતાને ભેટ કરેલી એ આઝાદીની શરતોનો નકાર શરૂ થયો હતો. ફાસીવાદના વિનાશ માટે અને જનતાની સરકારો રચવા માટે સોવિયટ સાથેના સહકારનો ભંગ થતો હતો.

શાહીવાદી ડાકણોએ જે, નેપોલિયનના યુદ્ધો પછી કર્યું હતું અને પહેલા વિશ્વવિગ્રહ પછી કર્યું હતું તેવું જ કરવા શાહીવાદના અંગ્રેજ–અમરિકી બર્જરો પોતપોતાની સરકારો વતી પહેલ કરતા હતા.

એમ જે કારણોએ ફાસીવાદને જન્માવ્યો હતો તેમણે પોતાની અંગ્રેજ–અમરિકી ધરતીમાંથી જગતભરમાં પ્રતિક્રાન્તિનો અવાજ શરૂ કર્યો; જનતાઓનો દ્રોહ શરૂ કર્યો, લોકહિતચાલો પર

લડાઈઓ શરૂ કરી અને પોતાની પકડમાં રહેલી પછાત પ્રજાઓ પર પોતાની જાલિમ હકૂમત કાયમ રાખવાની હિલચાલ શરૂ કરી દીધી.

શાહીવાદી બળવંરોની અંગ્રેજ–અમરિકી એ ચાલનો ભાર પૂર્વના દેશો પર સૌથી વધારે હેવાનિયતભર્યો શરૂ થઈ ચૂક્યો જર્મન–જાપાની ફાસીવાદનાં નગારાં વાગતાં બંધ થતાંની સાથે જર્મન–જાપાની આક્રમણની આગ શાંત પડતાંની સાથે જ, અને ફાસીવાદે હથિયાર હેઠાં મૂકતાંની સાથે જ, અંગ્રેજ–અમરિકી શાહીવાદી સરકારોના આયુધ જગતભરની લોકજનતાઓ પર ઝઝૂમી ઊઠ્યાં. પણ ફાસીવાદનો સંહાર લાવનાર, હિટલરની પાશવતાને પાછી હટાવનાર, લાખોના આપભોગ પછી જગત-જનતાના વિજયો અંકાવનાર લાલ લશ્કર ત્યારે જ એકમાંથી અનેક બન્યું હતું. જનહાકલો જાગી ઊઠતી હતી. દેશ દેશમાં લોકજુવાળ ઊછળતા હતા. શ્રમમાનવોની દ્યાયક મુક્તિની લલ સલામીઓ શ્રમમાનવોનાં લડાયક સંગઠનોના અનેક આકારો ઊભારાવતી ફરફરતી હતી. ક્રાન્તિનાં પરિબળોએ આપભોગના ગંજ ખડક્યા પછી, અંગ્રેજ–અમરિકી શાહીવાદીઓની મેલી રમતને બરબાદ કરીને બાલ્કન પ્રદેશો પર લોકઝંડાઓ ફરકતા કર્યા હતા અને ઇતિહાસના ઈન્સાફને માનવમાત્ર સમાન જીવશે બોલતાં લોક-પરિબળો એ ઈન્સાફના પહેલા સંગઠનને નુરેમ્બર્ગની અદાલતમાં આછો આકાર આપતાં હતાં. અંગ્રેજ–અમરિકી શાહીવાદ મજબૂર બનીને ફાસીવાદી અપરાધીઓના ન્યાય તોળવાની મંજૂરી આપતો હતો. પોતાનાં જન-આંદોલનોની ઇચ્છાને માન આપવાની એને ફરજ પડતી હતી.

યુદ્ધ પછીનો ઈન્સાફ વિગ્રહખોર વ્યક્તિઓને આપવા નુરેંબર્ગમાં આંતરરાષ્ટ્રીય અદાલત બેસી ગઈ.

એ અદાલત સામે અપરાધી નાઝીઓની એક દલીલ આવી હતી, 'જે અમે કર્યું છે તેનો ન્યાય તોળવાનો અધિકાર જર્મનીનો જ છે, અમારો ઇન્સાફ બીજા દેશોએ નહિ કરવો જોઈએ.'

પણ જગતને જીતવા નીકળેલા જર્મન ઇજારવાદનું 'વેલ્ટનશાંગ' દુનિયાના સમરાંગણો પર બદલાઈ ગયું હતું. જનતાની જીવનઘટનાઓને પીંખી નાખવા વછૂટેલા જર્મન પાગલોઓને ઇન્સાફ યરોપની અને રશિયાની જનતાએ પોતાનાં બલિદાન દઈ દઈને જાગતો કર્યો હતો અને ઇન્સાફનું એ સ્વરૂપ કહેતું હતું કે પરદેશો પર આક્રમણ કરીને તેને પોતાના સુરથાનો બનાવવા નીકળનાર કોઈ પણ દેશના ગુનેગાર આક્રમણખોરનો ન્યાય ફાંસીનો માંચડો છે.

એમ આંતરરાષ્ટ્રીય ઇન્સાફની પહેલી વારની અદાલત બેઠી અને કામ પરવારીને ઊઠી પણ ગઈ. પરંતુ ઇન્સાફની, શાંતિની ઘટનાની કારવાહીનો અમલ તો હજુ શરૂ જ થવાનો હતો. જેથી ત્રીજું વિશ્વયુદ્ધ સળગે નહિ, જેથી કોઈ પણ દેશ આક્રમક પગનું ઉઠાવે નહિ અને જેથી પરાજય પામેલા ફાસીવાદી શાહીવાદો આક્રમક ઘટના ઘડી શકે નહિ તેવી એ ઇન્સાફની કારવાહી હતી.

અને તેનો અમલ અંગ્રેજ–અમરિકી અને રૂસી વિજેતા સરકારોએ કરવાનો હતો.

એ ત્રણ મહાનોએ એ અમલની રેખા પણ યુદ્ધ દરમિયાન જ યાલ્ટા અને પોટસડામ (ક્રિમિયા અને બરલીન) મુકામે ઘડી કાઢી હતી અને અમલના એ રૂપને જાહેર કર્યું હતું કે જર્મની અને જાપાનમા નાઝી લશ્કરવાદનો નાશ કરવો અને ફરી વાર તેને આક્રમણખોર બનતુ અટકાવવા યુદ્ધઉદ્યોગોને શાંતિઉદ્યોગોમાં ફેરવી નાખીને યુદ્ધઉદ્યોગોના તમામ ઇજારાઓને, ટ્રસ્ટોને અને કારટેલોને વિખેરી નાખવાં અને શાંતિઉદ્યોગોના પાયા પર સાચી લોકશાહી સરકારો સ્થાપવી.

એ ઇન્સાફનો અમલ કરવાનુ કામ પશ્ચિમ જર્મની તથા જાપાનમાં અગ્રેજ-અમરિકી મહાનોના હાથમા આવ્યુ અને તરત જ અગ્રેજ-અમરિકી ધનિજ્ઞવાદની એ શાહીવાદી સરકારોએ પોટસડામ મુકામે પોતે જ ઘડેલો અને સ્વીકારેલો વિશ્વ-શાંતિની ઘટનાનો કરાર ભૂલવા માંડ્યો. એ કરારના શબ્દો આ રહ્યા

'જર્મન અને જાપાની અર્થઘટનાને ધનિજ્ઞવાદને દૂર કરવા માટે વિખેરી નાખવી તથા ઉદ્યોગોને ખેતીના અને શાંતિના જીવન-ઉદ્યોગોના વિકાસ માટે ખીલવવા ' પણ દુનિયાના શાહીવાદી અગ્રેજ-અમરિકી ડાકુઓ આ કરારને ચાવી ખાવા માંડ્યા.

ત્યારે અવાજ સભળાયો, ' આપણે આપણી જ અમરિકી જનતાની નજરમા કેવા જણાઈએ છીએ તેનો આપ નામદારો વિચાર કરો છો ? ' એવો સવાલ એક વખતના અમરિકી કોંગ્રેસ ના ઉપપ્રમુખ શ્રી વોલેસે શાહીવાદી નામદારોને પૂછ્યો અને ચાલ્યા, પોટસડામમા વિશ્વશાંતિ પર ભાષણો કરીને આવેલા અપરાધી નામદારો પોતાની વેશપલટ કરેલી કાયાનો કોઈ પાલવ ખસી ગયો હશે એમ ધારતા ચોંકી ઊઠ્યા.

અને વોલેસે ચાલુ જ રાખ્યુ કે, ' આપણાં કૃત્યો સાવ જુદા છે અને આપણી જનતાને એમ ખબર પડવા માંડી છે કે આપ નામદારો શાંતિની વાતો કરો છો તે કેવળ જબાની ચાલાકીનો છળ છે '

' પણ જનતાને આપણાં કૃત્યો તપાસવાની...! ' નામદારોને અમરિકી આઝાદ જનતાએ ઘડેલુ માનવ-સમાનતાનુ તહનામુ યાદ આવ્યુ. એમની નવી દુનિયામાં આ જૂનુ તહનામુ એમને અળખામણુ લાગ્યુ.

પણ પેલો વોલેસ તો બોલ્યે જ રાખતો હતો કે, ' વિજય-દિન પછીની આપણી જાત તો જુવો આપણે આક્રમણખોર શાહીવાદની વાણી બોલીએ છીએ રશિયા પર ચઢાઈ કરવાની હિટલરની

જીસ આપણે જાણમાં જડી દીધી છે. સોવિયટ રૂસ જ્યારે યુદ્ધ-અંદાજમાં અરધો કાપ મૂકે છે ત્યારે યુદ્ધખર્ચને બમણો બનાવીને જનતાના તેર બીલિયન ડોલર મંજૂર કરીએ છીએ. આપણે અણુ-બોમ્બનું ઉત્પાદન વધારતા જ જઈએ છીએ અને બીકીનીમાં દુનિયાને ડરાવવી હોય તેમ ધડાકા કરીએ છીએ. આપણે લેટીન અમરિકન દેશ પર પણ આપણાં આયુધો સજવા માંડ્યાં છે. આપણે બી-૨૯ અને બી-૩૬નાં વાયુજહાજોનું વિગ્રહખોર ઉત્પાદન વધારી મૂક્યું છે. આપણે અરધી દુનિયા પર આપણાં વિમાનઘરો બાંધીને બીજી અરધી દુનિયાને સહારી નાખવાની યોજનાઓ રચવા માંડી છે. નામદારો! આપણે જગતભરમાં અત્યાચારનો ઝંડો લઈને ઘૂમીએ છીએ તે દુનિયા જાણી ગઈ છે. આપણો, રશિયા યુદ્ધ કરવા માગે છે એવો લવારો ઉપહાસપાત્ર બને છે. રશિયા પાસે અણુબોમ્બ હોત...રશિયાએ દશ હજાર માઈલ બોમ્બરો બાંધવા માંડ્યાં હોત અને આપણા દેશથી એક હજાર માઈલના અંતર પર પણ રશિયા પાસે એનું વિમાનઘર હોત તો...! પણ એવુ બધું તો રશિયા સામે આપણે જ ખડકવા માંડ્યું છે...એટલે નામદારો! આપણે જ વિગ્રહખોરો દેખાઈએ છીએ.'

એવો આથમતી જતી અમરિકી લોકશાહીનો મરણિયો અવાજ હેનરી વેલેસના નામમા ગાજી ઊઠ્યો.

અને યુદ્ધના ઉદ્યોગ પર નફાના ઢગલા કરતા ડોલરશાહી-વાદી ધામકાકાઓ કકળાટ કરી ઊઠ્યા. અને એ શાહીવાદીની સરકારના રાજકારણને વરેલા બ્યારનીસ અને ટ્રૂમેને લોકશાહીનો અવાજ ઉઠાવતા વેલેસને તેની મહાન પદવી પરથી બરતરફ કર્યો.

જાણે અમરિકી શાહીવાદે લોકશાહી પર પહેલો પાદાઘાત કર્યો. મહાન વિલસનની 'ફ્રિડમ' નીતિ અને મહાન રૂઝવેલ્ટ-નો 'ન્યુડીલ' વ્યવહાર એ આઘાત નીચે કચડાઈ ગયાં.

હેનરી વૉલેસનો આ અવાજ અમરિકી લોકશાહીનો અરણ્યરુદન બનેલો અવાજ હતો. હેનરી વૉલેસનો આ આર્તનાદ અમરિકાના ભાવિના દિલને કંપાવતો અવાજ હતો એ અવાજ અમરિકામાં નકારાયો ત્યારે લોકશાહીની રેખાઓ ભૂસાવા માંડી. એ અવાજ ગેરકાયદેસર થયો ત્યારે અમરિકી જનતાનું લોકશાહી કલેવર ડૉલર-ડાકુઓના કારાગારી પિંજરે પુરાયું

અમરિકી શાહીવાદે જગતને માથે દુખો દેવાના કોનાહલ શરૂ કર્યા અમરિકી શાહીવાદે લગામ ફેંકી દઈને પોતાના આક્રમક દેવાનને છૂટો મૂકીને કહેવા માડ્યુ, ' અમારો તરીકો કોઈએ તપાસવો નહિ ' અને ત્યારે મોરકો ગયેલો શાહીવાદી માર્શલ અમરિકી પિસ્તોલને જ આરાધવાની વાત કરવા લાગ્યો

આખી દુનિયાના કાન બહેરા કરી નાખવા અમરિકી ડૉલર દાનવોએ ત્રીજા વિશ્વયુદ્ધનાં નગારાં વોશિંગટનમા વગાડવા માંડ્યાં. આખી દુનિયાના પ્રત્યાઘાતોને લલચાવવા એણે સોવિયટ-વિરોધી અકરાર જગવવા માંડી અમરિકાનું હવામાન એણે યુદ્ધના આકારો થી ઊભરાવી દીધુ

અને દેશ દેશ પર અમરિકી આઢતિયાઓ સામ્યવાદને ખરીદી લેવા મીલિયન ડૉલરોની થેલીઓ લઈને દોડ્યા અમરિકી સોનેરી રોળકાઓ બીલિયન ડૉલરોના સિક્કા પ્રત્યાઘાતની ખાઈઓમાં રૂપશાચોને આરાધવા ઉદારતાથી વેરવા માડી

પણ એ સોનેરી સિક્કાઓ ચલણી નાણું નહોતું, અમરિકી ડાકુઓના દાંત હતા એ દતૂશળોને પ્રત્યાઘાતી ગુફાઓમાં વાવતા ડૉલર-દાનવો ત્રીજા વિશ્વયુદ્ધનો ફાલ લણવાની કારવાહી શરૂ કરતા હતા હિટલર-જર્મને એ એ જ કર્યું હતું અને બીજુ વિશ્વ યુદ્ધ લણ્યુ હતું ટ્રુમેન-તરીકા એ આચારનો ફરી વાર આદર કરતો હતો.

એમ અમરિકી શાહીવાદે યુદ્ધના અંતથી જ યુદ્ધ દરમિયાન ઘડાયલાં આંતરરાષ્ટ્રીય તહનામાં ચીરી નાખવા માંડ્યાં. એનો એક-પછી બીજે કદમ એ તહનામાં ચીરતો જગત પરથી શાંતિની ઘટનાનો અંદર-બહારથી ઘાત કરવા માંડ્યો, 'અને દુનિયાની શાંતિ લોકશાહી રીતે જાળવવા રચાયલી રાષ્ટ્રસંઘની સંસ્થા પણ અમરિકી અત્યાઘાતના કુહાડા નીચે આવી જશે એવી દહેશત શરૂ થઈ.

બબ્બે વિશ્વયુદ્ધોના સંહાર પછી શાંતિનું રક્ષણ કરવા જગત-ની સરકારોએ દેશ દેશનાં લોકપરિબળોના નવા ભાનનો સ્વીકાર કરીને વિશ્વશાંતિની સાચવણી માટે આજનો રાષ્ટ્રસંઘ ઘડ્યો હતો.

વિશ્વનો વ્યવહાર સાચવવાનું સંગઠન તો ૧૮૧૪-૧૫ના-નેપોલિયનિક વિગ્રહો પછી ઊભું થતું હતું પણ યુરોપના શાહી-વાદોએ ત્યારે તેને પોતાની મર્યાદાઓમાં જકડી લીધું હતું. અંગ્રેજી શાહીવાદે ત્યારે યુરોપ સિવાયની દુનિયા માટે એવા કોઈ પણ સંગઠનની જરૂરને નકારીને બાકીની દુનિયાને ચરી ખાવાની કાર-વાહી કરપીણ રીતે જારી રાખી હતી.

પછી પહેલા વિશ્વયુદ્ધના અંતમાં પણ યુરોપી શાહીવાદોએ જગતશાંતિ સાચવવા માટેની આંતરરાષ્ટ્રીય સંસ્થાને ગૂંગળાવી નાખીને વરસેઈલ્સ મુકામે શાહીવાદી શાંતિની રચના કરી અને દુનિયાને બીજા વિશ્વયુદ્ધના ભયાનક સંહારમાં હોમી દીધી.

અને બીજા વિશ્વયુદ્ધની અગ્નિઝાળો વચ્ચે સાન-ફ્રાન્સિસ્કો મુકામે શાંતિનું આંતરરાષ્ટ્રીય સંગઠન યોજાયું. એ સંગઠનની એક શાખા જનરલ એસેમ્બલીમાં પંચાવન રાષ્ટ્રો સભાસદ બન્યાં, અને પંચાવન રાષ્ટ્રોનાં એકેએક નરનારી સભ્ય કહેવાયાં. દરેક રાષ્ટ્રના એકમતવાળી એ જનરલ એસેમ્બલી દર વરસની ગોળમેજી ભરે અને માનવતાનો અવાજ પેશ કરે એવું યોજાયું. યુનો અથવા યુક્ત રાષ્ટ્રસંઘ પાસે મંત્રીમંડળ પણ છે. એ સેક્રેટરિયટ પાસે

દરેક રાષ્ટ્રમાંથી આવેલો સ્ટાફ છે. પછી એ વિશાળ સંગઠનની એક ટ્રસ્ટીશિપ કાઉન્સિલ છે જે આઝાદી માગતાં પ્રજાઘટકો પર ચોકી રાખે છે તથા કયા રાષ્ટ્રની આઝાદીની તારીખ ક્યારે નક્કી થાય છે તેની લાયકાતનું નિરીક્ષણ રાખે છે અને પછાત રાષ્ટ્રોની આઝાદી માટેના ઈંડાંનું સેવન કરે છે અને કહે છે કે એમાંથી આઝાદી જન્મે ત્યાં સુધી અમે એનું શિકારી તરાપને રોકીને રક્ષણ કરીશું. યુનોની બીજી એક કાઉન્સિલ છે, જેનું નામ 'સીક્યુરીટી કાઉન્સિલ.' એ પાંચ મહાન સત્તાઓની બનેલી છે. દરેકને વેટોની સત્તા છે. એમાં જ બીજી ૭ સત્તાઓ છે જે વારાફરતી ચૂંટાય છે. યુનોમાં આ કાઉન્સિલ સર્વોપરી છે. એ ઉપરાંત યુનો પાસે એક આંતરરાષ્ટ્રીય અદાલત છે. જગતની એ વડી અદાલત સરહદોના કજિયા પતાવે છે, સરહદો નક્કી કરે છે અને રાષ્ટ્રો વચ્ચેના કરારોના અર્થ આપે છે. જનરલ એસેમ્બલીએ ચૂંટેલા પંદર ન્યાયાધીશો અહીં ઇન્સાફ તોળે છે. યુનોના મગજમાં એ કાયદાનું ખાતું છે. પણ એ ઉપરાંત પણ યુનોને એક આર્થિક અને સામાજિક કાઉન્સિલ છે, જોકે એનું નામ ઘણું ઓછું બહાર આવ્યું છે પણ એની મકસદ તો સામાન્ય માનવનું જીવનધોરણ ઊંચું લાવવાની છે જ. એ કાઉન્સિલ એટલે જ શોષકો અને શોષિતોની દુનિયામાં માનવસમાજના મોટા ભાગ પર ગુજરતી જીવનઘટનાની તપાસ માટે તપાસપંચો નીમે છે.''

મારો જ દેશ દૈવી છે અને જગતભરમાં હું જ સૌથી ઊંચો છું એમ કહીને પોતપોતાના રાષ્ટ્રવાડાઓને આંતરતી કિલ્લેબંધીઓ રચીને રહેવાની ટેવવાળી દુનિયામાં આ રાષ્ટ્રસંઘ કેવું અસાધારણ સંગઠન છે ! પરંતુ એની આસપાસ પણ પેલી શાહીવાદી ડાકુઓની ટોળીઓ ભમવા લાગી ગઈ છે. આજે યુનોની બે વરસની કારવાહીમાં તો અંગ્રેજ-અમરિકી શાહીવાદીઓની

સોનેરી ટોળકીઓએ શાંતિની એ ઘટનાને તોડવાના તરીકા આરંભી દીધા છે. આંતરરાષ્ટ્રીય ઇન્સાફ સાચવવાની 'વેટો'ની રીતને એ વિગ્રહખોરોએ ખતમ કરવાનો અવાજ આરંભી દીધો છે. ફાસીવાદની રચના કરીને દુનિયા પર સંહાર વરસાવતા ઇજારવાદને અને યુદ્ધઉદ્યોગોને જાપાન અને જર્મનીમાંથી ખતમ કરવાના, ગુલામ રાષ્ટ્રોને આઝાદ કરવાના અને શસ્ત્રો પર અંકુશ મૂકવાના યુનોના પાયામાં રચાયલા આંતરરાષ્ટ્રીય કરારોને અમરિકી શાહીવાદીઓએ ફગાવી દીધા છે. માનવજાતની શાંતિની આશાના ચૂરા કરતા એ યાંકી અને અંગ્રેજી શાહીવાદીઓનું આક્રમણ યુનો પર શરૂ થઈ ચૂક્યું છે.

અમરિકી શાહીવાદી જમાતોએ પોતાના અખાડા લંડન, વોશિંગટન, પેરીસ અને રોમમાં શરૂ કરી દીધા છે. એ અખાડાઓમાં પ્રત્યાઘાતીઓના મેળા જમા થવા માંડયા છે. યુનો પર... યુનોના જગતશાંતિના અને લોકશાહી સાચવવાના અર્થ પર ડૉલરદાનવોના આડતિયાઓએ પીંછી ફેરવવા માંડી છે. યુનોને પોતાની શાહીવાદી ડાકુઓની દુકાન બનાવવા મથતા આ શામકાકાઓએ પ્રત્યાઘાતનો કુહાડો ઊંચકીને પાછો વિગ્રહખોર નાટારંભ .શરૂ કર્યો છે.

એવી ડાકુઓને હારવાની એક જ કારવાઈ સોવિયટોના પાટનગર મોસ્કોમાં અવિરત બની છે એટલે યુનોની વ્યાસપીઠ પર મોસ્કો સામે અને ક્રેમલીનની કારવાઈ સામે તથા વિશ્વશાંતિનું રક્ષણ કરવાની એ કારવાઈને રોકવતી પૂર્વ યુરોપની લોકશાહી પ્રજાઓની ઘટના સામે અમરિકી યાંકીઓની આક્રમક યોજનાઓ શરૂ થઈ ચૂકી છે.

એમ જગત-શાંતિ પર જલ્લાદી કુહાડો ઉગામી ચૂકેલો અમરિકી શાહીવાદી આજે માનવજાતની આઝાદી, લોકશાહી અને ન્યાયી જીવનવ્યવહારને જોખમતો અપરાધી બન્યો છે. નુરેંબર્ગ ની

આંતરરાષ્ટ્રીય અદાલતમાંથી ઊભી થયેલી આંતરરાષ્ટ્રીય ઇન્સાફની રેખાઓનું કલેવર રચાય તે પહેલાં એણે એ અદાલતમાં ન્યાય પામીને ફાંસીએ દેવાયલા નાઝી હત્યારાઓના દેહ ચૂમવા માંડ્યા છે. 'ચાર્ટર ઓફ લંડન' લખીને બીજા વિશ્વયુદ્ધની વિજેતા જનતાએ જે લખ્યું હતું અને જેમાં મહાન અમરિકી જનતાએ શાખ પૂરી હતી તે ચાર્ટરને ચીરતો યાંકી શાહીવાદી જગતભરની ઇન્સાફની આશાને ચીરી રહ્યો છે.

પણ આજે જગતજનતા, માનવતાએ રચેલા ઇન્સાફના આકારની આવી ક્રૂર હાંસી સહન કરવાને તૈયાર નથી. બબ્બે મહાસંહારમાં પોતાનાં કરોડો દીકરા–દીકરીઓના બલિદાન દઈને માનવજાતે હાંસલ કરેલી નીતિમત્તા પર ઘા કરતા યાંકી ડાકુઓને આજે દુનિયા સહન કરી લેવાને તૈયાર નથી.

આજે જગત-શાંતિ માટે આંતરરાષ્ટ્રીય ઇન્સાફનું સગઠન માગે છે કે ગ્રીસની જનતાનો સંહાર કરનાર, કોરિયાના નૃશંસ વ્યવહારના ટેકેદાર બનનાર, સ્મટ્સની ગલીચ કારવાઈને થાબડી રાખનાર, ચીની જનતાની કતલની કારવાઈ ગોઠવનાર, ઇન્ડોનેશિયાની પ્રજાનો ઘાત કરવાનાં યન્ત્રાયુધો પૂરાં પાડનાર તમામ અમરિકી શાહીવાદી પિશાચોને પણ ન્યુરેમ્બર્ગે રચેલા આંતરરાષ્ટ્રીય અદાલતના પાંજરામાં ખડા કરવા જોઈએ અને ટ્રુમેન, માર્શલ, હુવર, વેડેનબર્ગ તથા મેકીન બ્યારનીસ અને મેક આર્થરોની અપરાધી ટોળકીઓને તેમનું ફાંસીના માંચડા પર મુકરર થયું સ્થાન બતાવી એ સૌ અપરાધીઓમાં અડગ અપરાધી બનેલા અંગ્રેજ શાહીવાદી ચર્ચિલને તેના પોતાના એક વખત ઉચ્ચારાયેલા શબ્દો યાદ આપવા જોઈએ કે, 'આ આંતરરાષ્ટ્રીય ઇન્સાફની ઘટના ભાવિના તમામ તખ્તાઓને આગાહી આપે છે કે જે કોઈ આ નાઝી હત્યારાઓની કારવાઈ આચરશે તેનો આવો નાશ નિર્માશે.'

, અજાણતાં રાજકીય હમલા કરતો ખોલી ગયેલો એ અંગ્રેજી જોનબુલ આજે એ આંતરરાષ્ટ્રીય ઇન્સાફે નુરેંબર્ગમાં રોપેલા માંચડા પર ચઢવાને સૌથી વધારે લાયક છે. ગ્રીસની સંહારાયલી જનતાનો આર્તનાદ જો વાચા પામે તો ચર્ચિલ-ટ્રુમેનનું સ્થાન એથી વધારે સારું બીજું શું હોઇ શકે ?

નુરેંબર્ગની આંતરરાષ્ટ્રીય ઇન્સાફની એ અદાલત જેવી અંગ્રેજ-અમેરિકી ઇન્સાફી કારભારમાં નાકામિયાબ બની તેવી વિશ્વશાંતિ ચાલુ રાખનારી રાષ્ટ્રસંઘની જમાવટ પણ એ શાહીવાદી જમાવટ નીચે જગત-શાંતિને જોખમાતી દેખી રહી છે.

સંયુક્ત રાષ્ટ્રસંઘની ઘટનામાં જ ધીમે ધીમે અંગ્રેજ-અમેરિકી બેન્કરોના અવાજના પડઘા વધારે ઘેરા બનવા લાગ્યા. યુક્ત રાષ્ટ્રસંઘની અમેરિકી-અંગ્રેજી કારવાહીની આંખમાં પૂર્વ યુરોપની લોકશાહી ઘટનાઓ ખૂંચવા લાગી. એ લોકશાહીઓનું અસ્તિત્વ હવે હકીકત બની ચૂક્યું હતું અને એ હકીકત યાંકી ડોલર-શાહીવાદની કદમબોસીને નકારતી હતી તે હકીકત જ અમેરિકી શાહીવાદની શરીરરચનામાં પથરીની જેમ ખૂંચતી હતી.

અને યુનોમાં જ એ વિગ્રહખોર ઘટના વિશ્વશાંતિનાં કમઠાણ બનેલી નૂતન લોકશાહીની અસરોમાંથી ઇટાલીને, ટરકીને અને બીજા દેશોને બચાવી લેવા માગતી હતી.

સારે અંગ્રેજ શાહીવાદનો ખાંધિયો સ્મટ્સ દક્ષિણ આફ્રિકાને ગળી જવાની યોજનાને જાહેર કરતો હતો અને ત્યારે ફાસીવાદી કોમી ધિક્કારના શ્વાસ ફૂંકતો એ યુનોમાં જ કહેતો હતો કે હિંદીઓને નીચ ગણીને તેમને માટે ઘેરા જીવન રચવાની વાતમાં રાષ્ટ્રસંઘે માથું મારવાની જરૂર નથી.

અને ત્યારે જ અંગ્રેજ-અમેરિકી શાહીવાદી પશુઓની જમાત માનવતાને શરમાવનારી એ જમાનનો રસાદ સંઘની કહેતી હતી,

'તથા અસ્તુ ' કેવો આંતરરાષ્ટ્રીય સભામાં પહેલી વાર માનવતાનો સવાલ પેશ થતો હતો! એશિયાનો એક મહાન દેશ પોતાનો ચિટ્ઠાર કરી ચૂકેલા રાષ્ટ્રસંઘના એક મહાન શાહીવાદને ગુસ્સે કરે તેવી રીતે માનવતાના એ મૂળભૂત હક્કની તરફદારી કરતો હતો.

ત્યારે શાહીવાદીઓ પોતાની ખુરશીઓમાં સંકોચાયા હતા. ત્યારે રાષ્ટ્રસંઘમાં પેઠેલા વિશ્વશાંતિના દુશ્મનોનો મોરચો દેખાઈ ગયો હતો ત્યારે મહાન હિંદની એક મહાન નારી વિશ્વશાંતિની તકેદારીને એક ઘડી પણ ન ભૂલનાર રૂસ પ્રતિનિધિનો આભાર માનતી હતી

પણ ત્યારે જ વિશ્વશાંતિનાં તહનામા રાષ્ટ્રસંઘની બેઠકમાં જ ચીંતા અમેરિકી શાહીવાદે પાથરેલી જાળ ચિરાતી હતી. એ જાળ નીચે અમેરિકી શાહીવાદે સૈકાઓથી કચડેલી નિગ્રોની માનવતા ફરિયાદ ઉઠાવતી હતી એ ફરિયાદને યુનોમાં પેશ કરવા નેશનલ નિગ્રો કોંગ્રેસ તૈયારી કરતી હતી.

પછી યુનોમાં જ ફાસીવાદી જાલિમ ફ્રાંકોનો સવાલ પેશ થયો પણ તેની સામે અમેરિકી શાહીવાદી એ વિગ્રહખોરની મદદને સાચવવા ઊભો થઈ ગયો સીનેટર કોનાલી હાથ ઊંચા કરીને બોલ્યો, 'પણ બીજા દેશના વ્યવહારમાં કારણ વિના માથું મારવાની શી જરૂર છે?'

અમેરિકી શાહીવાદનો આ દંભ કેવો ઘાતકી અને લોકશાહી-વિરોધી દેખાઈ ગયો! જગતભરમાં એ શાહીવાદની પામર જાત કેવી શરમજનક પરખાઈ ગઈ! એ શાહીવાદના પ્રતિનિધિ કોનાલીએ ફ્રાંકોનો પક્ષ લઈ હવામાનમાં બદબો ઊભરાવતાં ધમકી દીધી, 'માદ્રિદ સાથે અસહકાર કરવાનો કોઈ પણ ઠરાવ અમારી સરકાર માન્ય નહિ કરે'

એ સરકારમાં રૂઝવેલ્ટનો રાહ મરણ પામ્યો હતો અને

ટ્રૂમેન-ડૉકટ્રીન ચાલુ થઈ હતી. એ ડૉકટ્રીનની કારવાહી હિટલર-ફાસીવાદે ગાદી પર ગોઠવેલા નાઝી જાસૂસને સ્પેનીશ જનતાની છાતી પર સાચવી રાખવા માગતી હતી.

૧૯૪૬ના અંતની જનરલ એસેમ્બલીમાં પછી મોલોટોવે જગત–શાંતિને સાચવવાના પ્રથમ પગલા તરીકેની નિ શસ્ત્રીકરણની દરખાસ્ત રજૂ કરી. પગથી માથા સુધી કેવળ આયુધોથી મઢાતા અમરિકી શાહીવાદને એ પડકાર હતો. અણુબોમ્બોના ઢગલા કરતો જતો એ વિગ્રહખોર એના જોડિયા જોનબુલના સંગમાં સહેજ સંકોચાયો.

એ ડૉલર ડાકુ દેહ આજે વિગ્રહખોર બનીને કરોડોની અમરિકી જનતા પર સહાગના સાજ ધડતો હતો. અમરિકન લોક પર કરભાર લાદીને તેનો ત્રીજો હિસ્સો (૧૩,૦૦૦,૦૦૦,૦૦૦ ડૉલર) એણે આયુધો ઉપજાવવામાં રોકી દીધો હતો. અમરિકી શાહીવાદી ઑસ્ટીન અને અંગ્રેજી શાહીવાદી બેવીનના ચહેરા લશ્કરવાદમાં તરબોળ દેખાયા. અમરિકી જનતા પર એ વિગ્રહખોરો ઇતિહાસમાં અજોડ લશ્કરવાદ ઊભો કરતા દેખાઈ ગયા.

અમરિકાએ એના ઇતિહાસમાં આયુધોનું ઉત્પાદન કરવા આવું જંગી બજેટ ક્યારે ય નહોતું ઘડ્યું કોઈ પણ શાંતિસમયના બજેટ કરતાં એ દશગણું મોટું હતું. એ બજેટ પર અમરિકી ઇજારવાદે ઘડેલી વિશાળ વિગ્રહખોર ઘટના હતી. એ બજેટ પર અમરિકી એન્કરોનું વિગ્રહખોર રાજકારણ હતું.

એ રાજકારણ પર મોલોટોવની દરખાસ્તે ચોટ લગાવી હતી. એ વિગ્રહખોર શાહીવાદના વધી જતા વાઘનખ કાપવાની રજૂઆત હતી. રૂસી શ્રમમાનવોની શાંતિચાહક ઘટનાએ જ ૧૯૨૭માં પણ એ જ દરખાસ્ત જગતના દેશો પાસે રજૂ કરી હતી.

આજે જ્વાળામુખી પર જગતને ચઢાવતા એંગ્લો અમરિકન

વિગ્રહખોર હાથો માટે એ બંને શાહીવાદો રાષ્ટ્રસંઘની હવામાં દારૂગોળાના હમચા, ધુમાડા અને ધૂળમાં તરબોળ થતાં નગરો અને માનવોનાં ખંડિયેરોની ગંધ ફેલાવી રહ્યા

જેવી લોકશાહી અને જગત-શાંતિ રચવાની આશાઓ રાષ્ટ્ર-સંઘના ઘડતરમાં ઘડાઈ હતી ! આજે એ જ ઘટનામા અમરિકી આગેવાનીવાળો શાહીવાદી પ્રત્યાઘાત પેઠો હતો યુનોમાં એનો અવાજ યુનોની હસ્તીને જ કંપાવતો હતો યુનોમાં જગત-શાંતિ અને વિગ્રહખોરી વચ્ચે, લોકશાહી અને લશ્કરવાદ વચ્ચે ૧૯૪૬ના અંતની બેઠકમાંથી રાજકીય ઝગડો શરૂ થઈ ચૂક્યો. એ સવાલે બંને બાજુઓ બતાવી દીધી એક તરફ લોકશાહી ઘગનાઓ હતી, બીજી બાજુ પર ડોલર-શાહીવાદના ડેલીગેટો અને ડમીઓ ડોલર શાહીવાદનાં સોગઠાં બનીને રાષ્ટ્રસંઘની કારવાહીમાં જાણે સટ્ટાના દાવ ખેલતા હોય તેમ બૂમરાણ કરતા હતા

એ અમરિકી શાહીવાદીઓમાં સૌથી મોટો અવાજ જોન, ફોસ્ટર, ડુલીસ કરતો હતો એને બીજું કશું જોઈતું નહોતુ. પેસીફિક મહાસાગરમાં પડાવી લેવાયલા લાખો ચોરસ-માઈલના વિસ્તારવાળા ટાપુઓ, એશિયામાં તેલ ઉલેચવાના કૂવાઓ, ટરકી-ના બાલ્કન પર ત્રાટકવાના મોરચાઓ, જાપાન અને જર્મનીના ભારે ઉદ્યોગના વિગ્રહખોર ઈજારાઓ, અને જગત-શાંતિ સાચવવા, જ અણુબોમ્બના હમલાઓના સર્વ હક્ક યાંકીને સ્વાધીનતા કરારો.

એટનુ જ કોઈ આગળો ન ચીંધે તો બીજું એને શું જોઈતું હતુ ! પહેલા એ એવી બૂમરાણ નહોતો કરતો પણ બાઈબલના ઉતારાઓ ટાંકીને પુકાર કરતો હતો પછી એ 'એટલાન્ટિક ચારટર'નો આધાર લઈને શોર મચાવતો હતો. આજે એણે એ બંને કાગળો ખોઈ નાખ્યા હતા પણ આજે એ માનતો હતો કે આખી દુનિયાનો વાલી અમરિકી ડોલર-દેશ

હતો અને પોતે અમરિકી ધોરણે જગતભરમાં નવરચના કરવા જેવો પાવરધો બની ચૂક્યો હતો.

એવો ડોલર-શાહીવાદનો કાકુ દેહ 'લેક, સકસેસ'ની હન્ટર કૉલેજમાં મળેલી સલામતી સમિતિની બેઠક પર પહેલું તાંડવ પેશ કરતો હતો.

અને પછી ૧૯૪૭ના ઉનાળામાં સંયુક્ત રાષ્ટ્રસંઘની મહાન સત્તાઓ મોસ્કોમાં મળી. અમરિકી શાહીવાદી જનરલ માર્શલ જે કારવાહી કરવા ચીનમાં ગયો હતો પણ જનતાનો પ્રતિકાર પામી પાછો થયો હતો તે જ આજે મોસ્કો પરિષદમાં ટ્રુમેન-વેડેન-બર્ગના નામવાળા 'ડોક્ટ્રીન' ઘડીને આવી પહોચ્યો હતો, અને એ ડોક્ટ્રીનને ડોલરના સિક્કાઓથી મઢી હોઈ કોઈ તેને પાછી ઠેલી જ નહિ શકે તેમ માનતો હતો. એ કહેતો હતો કે, ચીનના ચાંગને એ ગમી છે, ગ્રીસના લોકશાહી રજવાડાને એ ગમી ગઈ છે. તુર્કીના સરમુખત્યારોની મંડળી તો એના પર મુગ્ધ છે અને કેટલાક કેચ મહાનુભાવો જેમનુ નામ ડી-ગોલે છે તેમને પણ એ પસંદ છે.

પણ મોસ્કોનુ ધામ જ કેવુ એવુ અવગણનાવાળુ હતું! ટ્રુમેન-વેડેનબર્ગ ડોક્ટ્રીનનો ડોલરથી મઢેલો દેહ ત્યાં ધિક્કાર પામ્યો. મોસ્કોમા અવાજ ઊઠયો કે પોટસડામમાં જે ઘડાયા છે તે જ કરાર જર્મનીને લાગુ કરવા પડશે. જર્મનીને પોટસડામ અને યાલ્ટામા મહાન રૂઝવેલ્ટ સાથે કરેલા કરારો પાળીને નાઝીઓ અને લશ્કરવાદથી મુક્ત કરવુ પડશે.

અને અમરિકી શાહીવાદનું વ્યક્તિત્વ આ પ્રતિકાર સામે અથડાઈને પોતાની જાત સંતાડી ન શક્યુ. અમરિકી શાહીવાદનું દિમાગી અજ્ઞાત જાણે ફીણી ગયું. અમરિકી શાહીવાદે જે ગ્રીસ અને ટરકીમા, તથા ચીન અને જાપાનમાં કર્યું હતુ તે જ જર્મની

પર આચરવાનો એનો તરીકો જેને એણે ટ્રુમેન-ડોક્ટ્રીન કહ્યો હતો તે ખુલ્લો થઈ ગયો અને એણે પોટસડામ અને યાલ્ટાના સંયુક્ત રાષ્ટ્રસંઘના કરારો પાળવાની સાફ શબ્દોમાં ના સુણાવી દીધી

જર્મનીને પાછું યુદ્ધઉદ્યોગથી ધમધમતી મૂકવાની, જર્મનીનાં ભારે ઉદ્યોગોથી યુદ્ધ-આયુધોના ઢગલા નીપજાવવાની હજુ બહાર નહિ પડેલી માર્શલ યોજના મોરચામાં પહેલો પ્રતિકાર પામી પશ્ચિમ યુરોપ પર અમરિકી રણયજ્ઞ રોપી દેવાની યોજનાની પહેલી મેખ જર્મની પર મારવાની એ યોજના વિશ્વવિગ્રહનું પહેલું ઉમાડિયું સળગાવતી દેખાઈ અને એ ઉજાસની આસપાસ યુરોપનાં અત્યાઘાતી પતંગિયાં પાંખો ફફડાવતા માલમ પડ્યાં.

પણ માર્શલની એ ડોલર-શાહીવાદી યોજના મોરચામાં પરાજય પામી

પણ એ પરાજયથી બેશરમ બનેલો શાહીવાદ હવે વિશ્વશાંતિનાં બધા તહનામાં ચીરીને વિગ્રહખોર રાજકારણ ખુલ્લી રીતે ચાલુ રાખશે તે વાત સાફ બની ગઈ

માર્શલ યોજના પશ્ચિમ યુરોપને અમરિકી ડોલરના સાજથી ત્રીજા વિશ્વસંગ્રામની ભઠ્ઠી બનાવવાની યોજના તરીકે બહાર આવી અને એ યોજનાએ બીજા વિશ્વયુદ્ધમાં ફાસીવાદ સામે લડેલી અને આપભોગના અતિરેક વહાવીને ખુવાર થયેલી લોકશાહી પ્રજાઓને નહિ પણ એ વેળા ફાસીવાદના પ્યાદાં બનેલા પ્રત્યાઘાતી દેશોને જંગી રકમો ધીરવાની વાત જાહેર કરી.

પછી ન્યુયોર્કમાં ૧૯૪૭ના સપ્ટેમ્બરની ૧૬મીએ મળેલી સંયુક્ત રાષ્ટ્ર સંઘની બેઠકમાં અમરિકી શાહીવાદનો મંત્રી જનરલ માર્શલ અનેક અપરાધોના ગંજ માથા પર ખડકીને ઊભેલો દેખાયો એણે ગ્રીસની જનતાનો સંહાર કરવાની ઝુંબેશ ચાલને ઉપાડી લીધી હતી અને એ સંહાર પર બેસાડેલી રજવાડાશાહીને

એ કત્લેઆમને આગળ ધપાવવા ૨૫૦,૦૦૦,૦૦૦ ડૉલરની લોન ધીરી હતી અને પછી એ કરપીનુના પર ગ્રીસના દરેક સરકારી ખાતા પર અમરિકી સલાહકારોની જૂતાવજને બેસાડી હતી. આજે એ અપરાધી બૂમ પાડતો હતો કે ગ્રીક ક્રાન્તિકારીઓને મદદ કરીને યુગોસ્લાવિયા, બલગેરિયા અને આલ્બેનિયા ગ્રીસની આઝાદીને જોખમમાં મૂકે છે માટે તેમની સામે પગલાં લેવાં જોઈએ.

અહીં જ એ શાહીવાદી અપરાધી પોતાનાં પ્યાદાં સરકારોના શંભુમેળા લઈને શાહીવાદી દેશોની જમાવટે કરીને 'વેટો'ને લીધે જ ટકી રહેલી સંયુક્ત રાષ્ટ્રસંઘની ઘટનાને તોડી નાખવા માટે અને સંયુક્ત રાષ્ટ્રસંઘને પોતાની બોલબાલા બનાવી દેવા માટે 'વેટો'ની પ્રથાને તોડવાનું તોફાન જગવવાનો હતો. આજ સુધી એની પ્રત્યાઘાતી ચાલ પર રુકાવટ બનતા 'વેટો'ને ખતમ કરવાની કારવાઈ અમરિકી શાહીવાદ અહીં યોજતો હતો.

સંયુક્ત રાષ્ટ્રસંઘની ઘટનામાં પેઠેલા અમરિકી અને અંગ્રેજી શાહીવાદી ડાકુઓની એ ઘટનાનો લોકશાહી પાયો તોડી નાખીને તેને પોતાની ડાકાયતી સાચવવાની ઓઝારી ગુફા બનાવી દેવાની 'વેટો'ને ફગાવી દેવાની ભયાનક ચાલને રોકવા અને વિશ્વશાંતિ પર આવતા આ શાહીવાદી હલ્લા સામે લોકમત જગાવવા રૂસી પ્રતિનિધિ વીશિનસ્કીએ પુરબહારોપથી પ્રજળતો અવાજ ઉઠાવ્યો.

એ અવાજે અમરિકી-અંગ્રેજી શાહીવાદીઓની વિગ્રહખોર યોજનાઓને ખુલ્લી કરી. એ ઐતિહાસિક જબાને એ અપરાધી વિગ્રહખોરોને સાફ શબ્દોમાં પડકાર્યા.

બબ્બે વિશ્વયુદ્ધોના સંહારમાં નફો કરીને ગંજાવર બનેલા અમરિકી શાહીવાદી પશુને પડકારનાર મૂડીવાદી દુનિયામાં છઠ્ઠા ભાગ પર સમાજવાદી શ્રમજીવીઓની સમાન ધન્ધાકૃની નૂતન દુનિયા

ધડનાર સોવિયટ ઘટના જગત-જનતા ભેગ વિશ્વશાંતિને સાચવવા-નો અનાહત નાદ ઉડાવી રહી.

બીજા વિશ્વયુદ્ધમાં ખડેર બનેલા, સ્મશાન થયેલા અને ખોટકાઈ ગયેલા વ્યવહારવાળા જગતમાં જગતને આર્થિક આંધી પર ચઢાવીને ત્રીજા વિશ્વયુદ્ધ પર ખેખડાવતા અમરિકી શાહીવાદ-ના સંયુક્ત રાષ્ટ્રસંઘની ઘટના પર આવતા આક્રમણ સામે અવાજ સંભળાયો. જગતની લોકશાહી રચના પર પુનર્ઘટના કરવા માટે ઘડાયલા ચિરાઈ જતા આંતરરાષ્ટ્રીય કરારોને સાચવવાનો સાદ દુનિયા પર સંભળાયો.

એ અવાજ અમરિકી શાહીવાદની અપરાધી ચાલને ડારી રહ્યો. એ શાહીવાદની ગુનેગાર હસ્તી આજે દુનિયાને ઉડાવીને ૧૯૩૮માં મૂકતી હતી. પ્રગતિના પગમાં રુકાવટ નાખતી હતી-ઇતિહાસના કાંટાને પાછો હટાવવા મથતી હતી.

## અમેરિકી શાહીવાદની વિશ્વ-સંગ્રામ યોજના

લીગ ઑફ નેશન્સની દશમી બેઠક વખતે ૧૯૨૯ના સપ્ટેમ્બરમાં યરોપની જનતાની હિલચાલોને કચડી નાખવા અને જગતજનતાના વિજયી ધામ જેવા સોવિયટ દેશનો સામનો કરવા એરીસ્ટાઈડ બ્રીઆન્ડે યરોપના શાહીવાદોનું યરોપિયન ફીડરલ યુનિયન બાંધવાની વાત લીગ ઑફ નેશન્સના પ્રતિનિધિઓ સમક્ષ રજૂ કરી. લીગ ઑફ નેશન્સની બહાર એવું યરોપી ફીડરલ યુનિયન બાંધવાનું આમંત્રણ ૨૭ યરોપિયન સરકારોને આપવામાં આવ્યું. પણ એ યોજના પછીથી તૂટી પડી અને એવી જ એક બીજી યોજના શરૂ થઈ અને તરત જ પૂરી થઇ ગઈ.

અને ફાસીવાદી નવરચનાનું નામ લઈને હિટલર જર્મન શાહીવાદનાં હિતોવાળી યોજના વિષે બોલતો સંભળાયો. વીલહેલ્મ બીજાએ, હીંડનબર્ગે અને લુડેનડોર્ફે એ યોજના તૈયાર કરીને જર્મન સરકારના ભંડારિયામાં રાખી મૂકી હતી. હિટલરે એ યોજનાને જીવતી બનાવી, યરોપની સરદારી મહાન જર્મન પ્રજાના મહાન ઉદ્યોગપતિઓને હવાલે સોંપીને પોતે એ યોજનાનો અમલ કરવા પોતાની કાળી અને ભૂખરી ટગલીઓને કવાયત કરાવવા મંડી પડ્યો.

એ યોજનાની બે મુખ્ય નેમ હતી. એક આખી દુનિયા પર અને યરોપ પર જર્મન શાહીવાદની સરદારી અને બીજી સોવિયટનો નાશ.

પણ જર્મન શાહીવાદની સરદારી નીચેની એ મલીચ યોજના

સોવિયટ દેશના ઉંબરા પર માથું પછાડીને જગતભરમાં ફાસીવાદી હેવાનિયતનો પૈશાચિક પુરાવો આપીને ખતમ થઈ ગઈ

અને એ જ ફાસીવાદી પૈશાચિકતાના ફરજંદ જેવો સ્પેનીશ જનતાનો હત્યારો ફ્રાંકો ત્યાર પછી તરત જ યૂરોપના શાહીવાદોનું ફેડરેશન ઘડવાની અને તેને સોવિયટ યુનિયનનો નાશ કરવાની નેમવાળું બનાવવાની વાત ૧૯૪૪ની આખરમાં બોલી ઊઠયો.

એ જ યોજના સોવિયટ પર આક્રમણ કરતી વેળાએ હિટલર-મુસોલીનીએ ચર્ચિલને લખી મોકલી હતી. એ યોજનાને ચર્ચિલ જોગ ફરી વાર ફ્રાંકોએ રજૂ કરી.

અંગ્રેજી મજૂર મહાજનનો પ્રમુખ હેરોલ્ડ લાસ્કી એ યોજના વિષે ૧૯૪૫ના ઓગસ્ટમાં ભારોભાર બોલ્યો કે, 'હા, અમારા પક્ષનું વલણ બ્રિટન, ફ્રાન્સ, બેલ્જીઅમ, હોલેન્ડ અને નોર્વે તથા ડેનમાર્ક સાથેની આર્થિક યોજનાથી વિરુદ્ધ નથી.'

પણ સરકાર બનેલા મજૂર મહાજન પક્ષે એ વિષે પોતાનો કોઈ અભિપ્રાય વહીવટી રીતે નહિ આપ્યો

અને અંગ્રેજી શાહીવાદનો આગેવાન ચર્ચિલ સરકારમાંથી ફેંકી દેવાયા પછી જનરલ ફ્રાંકોની એ યોજનાને આલિંગતો, ૧૯૪૬ના માર્ચની ૭મી તારીખે બોલી ઊઠયો કે એ જ પ્રવચનમાં સોવિયટ યુનિયન સામે અને બીજી તમામ લોકશાહી સરકારો સામે ઝેર ફૂંકયું અને હત્યારા ફ્રાંકોની યોજનાને વધાવી લીધી.

પણ ખાખડી ગયેલા દેવાળિયા અંગ્રેજી શાહીવાદનો એ અવાજ કેવો અરણ્યરુદન જેવો લાગતો હતો! યૂરોપની જનતાને કચડી નાખવાની અને સોવિયટનો નાશ કરવાની તાકાત હવે એનાં બાવડાંમાં કયાં રહી હતી! એટલે જ એ અવાજ જાણે અમરિકી શાહીવાદની આગેવાની સ્વીકારતો, અમરિકી અણુબોમ્બની આરાધના કરતો, અમરિકી ધર્મગ્રંથને વીનવતો હતો.

બીજા નંબરના આ વિશ્વયુદ્ધમાંથી બહાર નીકળતો અંગ્રેજી શાહીવાદ રાજકીય અને આર્થિક રીતે નબળો પડેલો ચર્ચિલના શાહીવાદી કંઠમાં રહતો હતો. એ શાહીવાદનો આખી દુનિયાને દબાવવાનો હિંદમાં ગોઠવેલો માટીનો પગ હવે ત્યાં જ કંપી ઊઠયો હતો. ચીનની જનતાનો સંહાર કરવાની કારવાહી કરવાની એની ચાંગ-કાઈ-શેક સાથેની મેલી ચાલ તો હવે અમરિકાએ હાથ ધરી હતી. સોવિયટ સામે યુરોપી શાહીવાદનું ચોકઠું ઘડીને પોતે તેના આગેવાન બનવાની તાકાત હવે ગુમાવી દીધી હતી. હવે તો શાહીવાદી ડાકુઓની એક આશા અમરિકી શાહીવાદમાં સ્થિર થતી હતી. જગત જીતવા નીકળેલો કૈસર કચળી ગયો હતો, હિટલર-મુસોલીની અને ટોજોના જગત જીતવા નીકળેલા રથની ધરી ચૂરેચૂરા થઈ ગઈ હતી. આજે જગતમાં પ્રતિક્રાન્તિની આગેવાનીનો વારસો અમરિકી શાહીવાદ ટ્રુમેનની સરકાર બનીને લેતો હતો, ત્યારે જીવનભર શાહીવાદી બેંદઓને ચૂસીને જીવેલો અંગ્રેજી શાહીવાદનો ટોરી બીજે ક્યાં પ્રેરણા પામવાનો હતો?

'એ પ્રેરણા વિષે આપ સરકાર શું માનો છો?' એવો સવાલ અંગ્રેજી મજૂર મહાજન સરકારને પુછાયો અને તેણે ૧૯૪૬-ના સપ્ટેમ્બરના ૨૧મા દિવસે ડેઈલી હેરાલ્ડમાં જવાબ દીધો કે, 'મિ. વિનસ્ટન ચર્ચિલે ઝુરીચમાં કરેલા ભાષણ માટે તેમણે અમારી પરદેશી કચેરીની સલાહ લીધી નહોતી.'

'પણ એ વિષે આપ નામદારોનો અભિપ્રાય?' એવા અંગ્રેજી જનતાના સવાલના જવાબમાં નામદારો ચૂપ રહેવાનું જ પસંદ કરતા હતા.

પણ હિટલરે રજૂ કરેલી અને ચર્ચિલે વધાવી લીધેલી પેલી મેલી યોજનાનો અમલ કરવાની કમિટી લંડનમાં ૧૯૪૭ના જાન્યુઆરીમાં ચૂંટાઈ ગઈ.

એ કમિટીએ જાહેરાત કરી કે, 'આ યોજનાનો સવાલ એટલો બધો જરૂરી છે કે યુરોપની સરકારો એ યોજનાનો અમલ કરવાનું શક્ય ધારે તે પહેલાં દરેક દેશના શુભનિષ્ઠાવાળા નાગરિકોએ પોતાની સંસ્કૃતિનો બચાવ કરવા શરૂઆત કરી દેવી જોઈએ.'

અને હિટલર-મુસોલીનીની શુભનિષ્ઠાએ ચર્ચિલને મોકલેલી અને પછી ફ્રાંકોની શુભનિષ્ઠાએ પેશ કરેલી એ યોજના ઉપાડી લેવામા આવી.

એ યોજના વિષે કોઈને કુશંકા થઈ જાય તો સર-સેમ્યુઅલ હોરે સફાઈ કરી કે, 'આ યોજનામાં અંગ્રેજી શાહીવાદ પોતાનું સ્થાન બળવાન બનાવવા અને ટકાવી રાખવા અને સોવિયટ સામે વેસ્ટર્ન બ્લોક રચવા પ્રયત્ન કરે છે એવી કોઈને ગંધ આવે તો તે ખોટી છે.'

અને એ જ ગંધને સાફ કરવા લોર્ડ એમેરીએ પણ સફાઈ કરી કે, 'હા, અલબત્ત, આ યોજના તેવા દેશોના સંયોજનની છે કે જે દેશોની સંસ્કૃતિ અને આધ્યાત્મિક નજર એકસરખી હોય.'

અને પછી તો ચર્ચિલ અને ફ્રાંકોના આ ફરજંદનાં અનેક વખાણો કરતા લેખ શાહીવાદી છાપાંઓએ લખી નાખ્યા તથા એ ફરજંદનું આયુધ ઘડવાની આધ્યાત્મિક તાલીમ આપવા તેને અણુબોમ્બધારી અમરિકન શાહીવાદની બગલમાં સોંપી દેવાની વાતની ભલામણો શરૂ થઈ ગઈ

અમરિકી શાહીવાદમાં જ ચર્ચિલ પોતાની એ નેમને તદાકાર દેખતો હતો. એ વ્યૂહનો પહેલો કદમ તો ક્યારનોય ઉત્તર અમરિકા સાથેના આર્કટિક પ્રદેશો પર પડી ચૂક્યો અને પછી એ ધ્રુવ પ્રદેશો પર અમરિકી હિલચાલની કવાયતો શરૂ થઈ ચૂકી. આખી દુનિયા પર વિસ્તાર કરવાના ખગોળ-વ્યૂહ (Global strategy)નો એ પહેલો ઉઠાવ હતો. ઉત્તર પરના આ આક્રમણનું

નામ અમરિકામાં પોલર સ્ટ્રેટેજી તરીકે તથા આખો વ્યૂહ ગ્લોબલ સ્ટ્રેટેજી તરીકે મશહૂર બની ચૂકયો હતો.

'કેવા ત્રણે ખ ડોને જોડતા એ આર્કટિક પ્રદેશો છે. યરોપ, એશિયા અને અમરિકાને અડીને પડેલા એ આર્કટિક પ્રદેશોના પૂર્વ 'હેમિસ્ફિયર'ના ઉત્તર કિનારાના દૂરના ટાપુઓ સોવિયટ-યુનિયનના છે. એ સિવાયના આર્કટિક દેશો કેનેડા, યુનાઇટેડ સ્ટેટ્સ, નોરવે, ડેનમાર્ક તથા આઈસલેન્ડનો સ્વાયત્ત ટાપુ છે!' એની આંખ સામે અમરિકી વ્યૂહ ઊઘડી રહ્યો.

અમરિકાએ બીજા વિશ્વયુદ્ધ દરમિયાન આલાસ્કા અને એલ્યુ-શિયન ટાપુઓ પર ઉતરાણ કર્યા ઉત્તરધ્રુવના વ્યૂહમથક પ્રદેશોની પશ્ચિમ પાંખ તરીકે પછી એ બને ટાપુઓનાં ઝૂમખા પર અમ-રિકાની ચઢાઈ શરૂ થઈ ગઈ ૧૯૪૬ના ફેબ્રુઆરીમાં યુનાઇટેડ સ્ટેટ્સ નેવી ડીપાર્ટમેન્ટે એક યોજના સીનેટ પાસે રજૂ કરી અને પછી ત્યા એલ્યુશિયન ટાપુઓ, આડક, આતુ અને કોડીઆક પર અમરિકાનાં નૌકાલશ્કરી મથકો બંધાવા માંડ્યાં એ બધા ટાપુઓ પર વિમાનક્ષેત્રો તૈયાર થયાં. અમરિકાના લશ્કરો ત્યાં આલાસ્કા અને એલ્યુશિયન ટાપુઓ પર કવાયતો કરવા માંડ્યાં.,

એ તો ઉત્તરધ્રુવના વ્યૂહમથક પ્રદેશોની પશ્ચિમ પાખ! પણ ,પૂર્વ પાખ પર ગ્રીનલેન્ડ અને આઇસલેન્ડના પ્રદેશો પર અને• મધ્યમાં કેનેડાની આસપાસના પ્રદેશો પર પણ અમરિકી લશ્કરોનાં મથકો શરૂ થઈ ગયાં છે ન્યુફાઉન્ડલેન્ડ પર અમરિકી લશ્કરો ગોઠવાઈ ચૂક્યાં છે અમરિકન શાહીવાદે ન્યુ ફાઉન્ડલેન્ડનુ નામ ઉત્તર અમરિકાનું જીબ્રાલ્ટર પાડી દીધુ છે અને એ ઉત્તર પ્રદેશો પર અમરિકાની લશ્કરી હિલચાલો ત્યારથી ચાલુ થઈ ગઈ છે

દુનિયા પર અમરિકી શાહીવાદનું સામ્રાજ્ય સ્થાપી દેવાનો, અર્ધચંદ્રાકારે ગોઠવાયલો આર્કટિક પ્રદેશો પરનો લશ્કરી વ્યૂહ

આલારકાથી શરૂ થઈ કેનેડાના પ્રદેશો પર પહોંચે છે અને ઉત્તર એટલાન્ટિક પર અતિ અગત્યનાં નૌકા તથા વાયુમથકો પર કાબૂ જમાવે છે. એ વ્યૂહથી અમરિકી લશ્કરી હિલચાલ પૂર્વ હેમિસ્ફિયરને અડી જાય છે. એ પૂર્વ હેમિસ્ફિયરનો પ્રદેશ સોવિયટ યુનિયનનો છે.

અમરિકાના લશ્કરી કાબૂ નીચે પડાવી લેવાયલા આર્કટિક ટાપુઓ અને સાઇબીરિયન કિનારા વચ્ચે ત્યાંથી બે હજાર કિલોમીટરનું અંતર છે. ગ્રીનલેન્ડના ઉત્તર છેડા પરથી સોવિયટના સ્પીટસબર્ગન સુધીનું અંતર ચારસો કિલોમિટરનું છે. આઇસલેન્ડથી નોરવેનું અંતર બારસો કિલોમિટરનું છે. આઇસલેન્ડથી સ્કોટલેન્ડનું અંતર આઠસો કિલોમિટરનું છે.

એવી આઇસલેન્ડ અને ગ્રીનલેન્ડ પરની અમરિકી શાહીવાદની લશ્કરી રચનામાં જગત જીતી લેવાનાં સ્વપ્નો ગોઠવાયાં છે. એ પોલર સ્ટ્રેટેજી પર અમરિકી શાહીવાદીઓની જગત જીતવાની લાલસા ખડીપગી બનીને છલંગ દેવા ટાંપી રહી છે. અમરિકાએ હમણાં જ પડાવેલા વેસ્ટર્ન હેમિસ્ફિયરના એ પ્રદેશો પર એણે અઢળક કુદરતી સંપત્તિઓ અને ખાસ કરીને યુરેનિયમ ખોદવા માંડ્યાં છે કેનેડા, ન્યુફાઉન્ડલેન્ડ, લેબ્રેડોર તથા ગ્રીનલેન્ડ પર એનાં લશ્કરો ગોઠવાઈ ગયાં છે.

અમરિકી શાહીવાદની સોનેરી ટોળકીઓમાં મુખ્ય વિલિયમ રાંડોલ્ફ હર્સ્ટ નામના અબજોપતિની યોજના આજે આકાર ધરી રહી છે. ૧૯૪૪ના ડિસેમ્બરના ૩૧મા દિવસે એણે ન્યુયોર્ક જરનલમાં એ યોજનાનો નકશો પ્રગટ કર્યો હતો. આજે એ નકશા પર ટ્રુમેનનો શાહીવાદી જલ્લાદ ન્યુયોર્ક–ચુકીંગ, સીટલ–ટોકયો, ડીટ્રોઇટ–મોસ્કો, ફેરબેન્કસ–મુરમાંસ્ક અને સીટલ–લંડન આક્રમણ-વ્યૂહો આલેખી રહ્યો છે. આખી દુનિયા પર ઊતરી પડવાની

અમરિકી બર્જ્યૂની એ ચાલ અમરિકી શાહીવાદી ડાકુઓના પાટનગર વેશિંગટનથી શરૂ થઈ પાછી ન્યુયોર્ક અને એટલુડ થઈને વેશિંગટન પહોંચે છે. અમરિકી શાહીવાદનો એ વાયુરસ્તો છે. એ રસ્તાના પટ્ટામાં લંડન, કેરો, બસરા, મુંબઈ, કલકત્તા, ચુંકીંગ, ફેરબેંક્સ, એડમોન્ટન નગરો પરોવાઈ ગયાં છે.

'આ વ્યૂહરચના તો કેવળ રક્ષણાત્મક છે' એમ ૧૯૪૭ના જાન્યુઆરીના તેરમા દિવસે મીઆમીમાં મેજર-જનરલ કેની બોલ્યો, 'કે અમારા પર ભવિષ્યમાં યરોપ-એશિયાટિક પ્રદેશ પરથી ઉત્તરધ્રુવને રસ્તે આક્રમણ થાય તેમ છે.'

'પણ આપના અમરિકી દેશ અને ઉત્તરધ્રુવના પ્રદેશો વચ્ચે તો મોટો વિશાળ કેનેડા નામનો આખો દેશ પડેલો છે' એવા જવાબમાં પરખાઈ પડતો અમરિકી શાહીવાદ બેશરમ બનીને પોતાના શાહીવાદી આક્રમણના ઉસ્તાદ આગેવાન વોલ્ટર લીપમેનના શબ્દોમાં ફરી વાર બોલી ઊઠયો

વોલ્ટર લીપમેને અમરિકી શાહીવાદની આક્રમક યોજના ૧૯૪૪માં જ અમરિકી પરદેશનીતિ અને સંગ્રામહેતુઓમાં બહાર પાડી હતી કે—

'ગ્રીનલેન્ડથી બ્રાઝીલ સુધી અને આલાસ્કાથી ફીલીપાઇન્સ સુધી અમારી લાઈનદોરી છે. કેનેડાના પ્રદેશ પર ત્રણ હજાર માઇલ સુધીની અમારી સામાન્ય સરહદ આ અમારી લાઈનદોરીના મધ્યમાં દોડે છે. આલાસ્કાનો ઉચ્ચ પ્રદેશ કેનેડામાંથી દોડે છે. આખા યરોપ એશિયા પરના વાયુમાર્ગો કેનેડા પરથી ઊડે છે. એ રીતે કેનેડા પરનો વાયુસત્તાનો કાબૂ અમરિકાને કેનેડા સાથે સૌથી વધારે જોડી દે છે.'

અમરિકી શાહીવાદની ગ્લોબલ વ્યૂહરચનામાં એ રીતે કેનેડા પરોવાઈ ગયો છે. કેનેડા પર પગ ચાંપીને ઊભેલો અમરિકી શાહી-

ચાહી લશ્કરી અમલદાર મેજર જનરલ વરથીંગટન પોતાના લશ્કરી અમલદારોને તાલીમ આપતો ૧૯૪૭ના ઓગસ્ટમાં સમજાવતો હતો, કે, 'ત્રીજું વિશ્વયુદ્ધ કેનેડામાં લડાશે.'

એટલે જ અમરિકી શાહીવાદે આજે ઉત્તર કેનેડાને પોતાના લશ્કરી મથક તરીકે બાંધવા માંડ્યો છે. હડસન કિનારા પરનું ચર્ચિલ બંદર એટલે જ અમરિકી લશ્કરવાદના પ્રયોગોથી ઊભરાઈ ગયું છે. એટલે જ કેનેડિયન આમ જનતાને કચડી નાખીને ત્યાંના પ્રતિક્રાન્તિનાં પૈશાચિક પ્યાદાંઓને કેનેડાનાં શાસન સોંપાવા માંડ્યાં છે.

એટલે જ અંગ્રેજી શાહીવાદી ચર્ચિલ જીવનભર જાળવેલી ઇચ્છાઓને એકઠી કરીને અમરિકાના શાહીવાદી સામયિક 'લાઇફ'માં ૧૯૪૭ના મે મહિનામાં ૧૨મા દિવસે લખતો હતો, 'હું અમરિકન હોત તો!'

જગત જીતવાની યોજના રચતો અમરિકી શાહીવાદ એને લલચાવતો હતો પણ જીવનભર અંગ્રેજી શાહીવાદનો એ કટ્ટર કીડો પોતે અમરિકન ન હોવાનો અફસોસ કરતો દિવાસ્વપ્ન દેખતો હતો, 'હું અમરિકન હોત તો...'

એને એનુ પ્રમુખ ટ્રુમેનની છાયામાં કરેલું ફુલ્ટનનું ભાષણ યાદ આવતું હતું. એ ભાષણના શબ્દો એના આ લેખમાં જાગી ઊઠ્યા હતા. એ બબડાટ કરતો હતો, 'હા, મેં જ કહ્યું છે કે સોવિયટ રશિયા અને પૂર્વ યુરોપની લોકશાહીઓને વીંટતો અણુ-બોમ્બ પર રચાયલો એક રાજકીય બ્લોક આપણે રચી નાખવો જોઈએ.' અને પછી એ સંતોષ પામતો હતો: 'મને સંતોષ થાય છે કે અમરિકી સરકારે મક્કમ એવાં પગલાં એ દિશામાં જ લેવા માંડ્યાં છે.'

પાછો એ શાહીવાદી એ જ લેખમાં યાદ કરતો હતો,

'જર્મનો ભાગી ગયા પછી ગ્રીસમાં લશ્કરો અને વિમાનો મેં મોકલ્યાં...આપણા જનરલ સ્કોબીને મેં જ તાર કર્યો કે તમારે તમારું ત્રણ હજારનું લશ્કર એથેન્સમાં જ રોકી રાખવું અને પ્રીમિયર પેપેનડ્રોને સત્તા પર ટકાવી રાખતાં જ્યારે જરૂર પડે ત્યારે છૂટથી ગોળીબાર કર્યા કરવા.'

પણ જગત જીતવાનો આરંભ ગ્રીક જનતાના સંહારથી શરૂ કરનાર એ શાહીવાદી પોતાના જ શબ્દોમાં લખતો હતો, 'પછી એથેન્સમાં એ જ કરવુ પડ્યુ. ચાલીસ ચાલીસ દિવસ સુધી બ્રિટિશ ટ્રીપોનો માટે એ જે નગરમાં રસ્તે રસ્તે, શેરીએ શેરીએ અને ઘર ઘરમાંથી કોમ્યુનિસ્ટોની સાફસૂફી કરવી પડી.'

અને પછી એ મગરૂર બનીને લખી રહ્યો, 'એ કારવાહી-ના પાયા પર અમરિકા આજે કદમ ગોઠવી શક્યું છે.'

ત્યારે જ્યારે એ કારવાહી કરીને પોતા કરતાં વધારે મોટા શાહીવાદને ગ્રીસ સોંપી દેવુ પડ્યુ ત્યારે એ ઘરડો શાહીવાદી કહેતો હતો, 'કારણકે આજે ગ્રેટબ્રિટન એકલું પોતાની સત્તા પૂર્વ ભૂમધ્ય-માં ટકાવી રાખી શકે તેમ નહોતું...'

પણ એની દેવાળિયા નજર સામે એનો અર્થ સમજાતો હતો કે, એટલે પોતે અમરિકી શાહીવાદની પાછળ જનાર શિયાળ બની જાય છે. એટલે એમ કે પૂર્વમાં બે સૈકાઓ સુધી શિકાર કરનાર શહેનશાહત અંત પામે છે, એટલે ત્યારે...એ ઘરડો ભૂત કે જેની ભૂખ હજુ ય શમી નહોતી, જેને દિલમાં હજુ જંપ વળ્યો નહોતો તે પોતાના અને પોતાના શાહીવાદના અંતિમ દિવસોમાં ઇચ્છા કરતો હતો, 'હું અમરિકન હોત તો!'

જ્યારે અમરિકા ભરજુવાનીમાં હતો, જ્યારે અમરિકી શાહી-વાદ પાસે જગત જીતવાની યોજના હતી, જ્યારે અમરિકી ડોલર-દાનવો જગતભરની પેદાશને ભરખી જઈ જગતભર પર અમરિકી

રાજદંડ રોપવા નીકળતા હતા ત્યારે, એમની જ શાહીવાદી જાત-નો એ.. એ મરણ પામવાની ના પાડતો હતો, ત્યારે જીવન-સન્નિપાતમાં એની આખરી ભૂખ સળગી ઊઠતી હતી ત્યારે એ પાશવતાને કોણ સંતોષી શકે તેમ હતું ? અંગ્રેજી શાહીવાદ તો પરવારતો હતો ત્યારે એ અમરિકી હોવાની છેલ્લી ઇચ્છા સુકાતા હોઠ પર પટપટાવતો હતો.

અને જાણે અંગ્રેજી દરિયાનાં મોજાં કૂદી જતો, એટલા-ન્ટિકને પેલે પાર્ પહોંચી જતો એનો જીવડો અમરિકી ડૉલર-શાહીવાદે મૂકેલું સોનાનું ઈંડું સેવતો હતો અને એ અણુબોમ્બ જેવા ઈંડાને સેવતો તેમાંથી જગત–આક્રમણના આકારની કલ્પના-ઓ કરતો કહેતો હતો, ‘ અમરિકનોએ હવે લાંગરેલાં જહાજની સફરો ઉકારવી જોઈએ, દરિયાપાર જવું જોઈએ ત્યાં આપણા ઘણા લાગતા–વળગતા આપણી યોજનાના અમલ માટે આતુર છે ત્યાં સ્પેઈનમાં ફ્રેંકો, ગ્રીસમાં રોકોબી અને મેં બેસાડેલા રાજા .અને ત્યાં આપણે મક્કમતાથી ગોળીબાર કરવા જોઈશે .. કારણકે જગતભરમાં પેલા કૅમ્યુનિસ્ટોએ આપણી સામે કાવતરું પાથર્યું છે. ’

અને એ મુક્ત કંઠે વખાણતો હતો, ‘ તમારી પાસે પણ ડૉક્ટ્રીન છે ટ્રુમેન...’ અને એની શિકારી નજરમાં વેન્ડેનબર્ગ અને ડ્યુથી દેખાતા હતા જાણે અમરિકાની સરકારનો મંત્રી માર્શલ એને કહેતો સંભળાતો હતો, ‘ હું ચીની કૉમ્યુનિસ્ટોને ભલે ન સંહારી શક્યો હું ચાંગની આર્થિક આંધી ભલે ન રોકી શક્યો .. પણ મારી પાસે મ યોજના છે. ’

‘ અને મારી પાસે પણ ક્યાં હતી નહિ !’ એ ફરી સાથેની પોતાની યોજનાઓ યાદ કરતો લખતો હતો, ‘ પાયો મેં નાખ્યો છે ’

અને પાછો એ કાનમાં કહેતો હોય તેમ ' લાઈફ 'માં લખતો હતો, ' જ્યારે મેં ગ્રીસમાં સંહારનું ફરમાન આપ્યું ત્યારે એ ફરમાનમાં જે મારી સાથે સંમત હતા તે જ ' લેબરશાહીઓ ' આજે અમારી સરકાર ચલાવે છે એટલે એ પણ...એ એટલી, એ બેવીન અને એ મોરીસ...તમારી યોજનાને અપનાવશે જ. '

ચીનમાં અમરિકી ઇજારવાદનું ચીની જનતાનો સંહાર કરવાનું કાવતરું લઈને ગયેલા માર્શલ મહાશય અમરિકા પાછા આવ્યા છે. અમરિકન શાહીવાદે એ માર્શલને પોતાની સરકારના મંત્રી બનાવીને એમના હસ્તે યોજના પેશ કરી તેનું નામ માર્શલ-યોજના. એ યોજનાનો બહારનો દેખાવ આર્થિક છે અને અંદરનું રૂપ ' માર્શલ ' એટલે લશ્કરી યોજનાનું છે.

એના બહારના રૂપની મુરાદ આધી પર ચડતા અમરિકી શાહીવાદને બચાવી લેવાની છે. અને પછી રશિયા અને આખી દુનિયાને જીતવાનું અંદરનું સ્વરૂપ છે.

એના આર્થિક સ્વરૂપમાં જાણે એ યોજના લઈને શામ-કાકા કરોડો ડોલરોની નાણાંકોથળી લઈને નીકળે છે અને દુનિયાને કહે છે, ' તમારે માટે અમે નાણાં ધીરવાની શાહુકારી કરવાનું નક્કી કર્યું છે પણ એ શાહુકારી બિલકુલ સખાવત જેવી જ છે. '

અને પછી શામકાકાઓનું એ સખાવત–સ્વરૂપ ખુલ્લું થઈ ગયું. દેશદેશાવરને કરોડો ડોલર ધીરવા નીકળવાના પહેલા કારણ-માં તો અમરિકાને આવરી લેતી આર્થિક આધી ખુલ્લી દેખાવા માડી છે. આ રહી એ આધી.

અમરિકાની છેલ્લી ચૂંટણીમાં પ્રત્યાઘાતી રિપબ્લીકન પક્ષ સત્તા પર આવ્યો અને તરત જ અમરિકી પ્રત્યાઘાતી સરકારના વડા ટ્રુમેને ભાવનિયમન રદ કર્યું.

અને ભાવ બમણા થઈ ગયા. અમરિકી માલિકો કરોડો

ડૉલરનો નફો કર્યા પછી પણ આકરાંતિયા બનીને અમરિકી જનતાના પેટ પર પાટુ દેતા દોડવા લાગ્યા

જનતાનો પગાર ૭ ટકા જેટલો કમી થયો અને ૧૯૪૭ના આરંભમા ભાવ વીસ ટકાથી વધારે થઈ ગયા પરિણામે અમરિકી લોકની ખરીદશક્તિમાં છવીસ ટકાનો કાપ પડ્યો

અમરિકી ઉત્પાદનના માલના ઢગલા ખડકાતા ગયા માલના ભંડારો ૫૭ ટકા જેટલા ઊભરાયા જનતા પરનુ દબાણુ વધી પડ્યુ લોકો માટે ઘરો બાંધવાની યોજના અટકી પડી

પણ ૧૯૪૬ કરતા ૧૯૪૭માં માલિકોના નફા જંગી બનીને વધી ગયા અમરિકાની બેન્કોને જાણે આફરો ચઢ્યો

પણ ઉદ્યોગના શેરોની કિંમત વધવાને બદલે ઘટી એવુ આર્થિક આધીનુ પહેલુ એંધાણુ પરખાયુ અમરિકી શાહીવાદ નો વડો ટ્રુમેન ૧૯૪૭ના એપ્રિલના ૨૧મા દિવસે જાહેરાત કરતો બોલ્યો, 'ઊંચા ચઢેલા ભાવને પરિણામે અનેક કુટુંબોની ખરીદ શક્તિ નાશ પામી રહી છે અને સામાન્ય લોકોનુ દેવુ પચાસ ટકા વધી ગયુ છે '

તો ઉપાય?

'માલિકોએ રાજીખુશીથી પોતાના નફાઓ કમી કરીને ભાવ ઓછા કરવા '

અને માલિકોના હૃદયપલટા પર અમરિકી જનતાને ઢસેલતા એના શબ્દો પર માનવતા ફિટકાર વરસાવી ઊઠી

પણ આપણી પાસે યોજના પણ છે.' શાહીવાદી શામ કાકાઓ યોજના તૈયાર કરીને બોલ્યા 'આપણા માલના જથ્થા એટલા જ નફાથી આપણે પરદેશોનાં બજારમા વેચવા કાઢીએ.'

પણ પરદેશો પાસે સોનેરી સિક્કા નહોતા

'તો લોન આપીએ ..એ લોનથી એ લોક આપણા માલ

ખરીદે અને બદલામાં નાણું આપે, તેમનો માલ નહિ...આપણે બહારના માલની જરૂર નથી. આપણે આપણા દેશની સરહદો પર એટલે જ જકાની દીવાલો રચી દીધી છે.'

'અને બદલામાં ?' શામકાકા કરપીણ બન્યો. 'બદલામાં આપણે ત્યાં એમનું બધું જામીન મૂકે...આપણને એમના ઉદ્યોગો પર કાબૂ આપે...એમનાં લશ્કરો આપણાં આયુધોથી સજ્જ કરે અને એમને ત્યાં આપણે કહીએ તેવી રજવાડી સરકારો રચે અને પછી...અને પછી સોવિયટ રૂસના અને તેની દોસ્તી કરતા તમામ લોકશાહી પ્રદેશોનો નાશ કરવા આપણી જગત જીતવાની યોજના પ્રમાણે તેમનાં લશ્કરોને આપણા આક્રમણ પહેલાં ઊંટિયાં બનાવીને રજૂ કરે.'

એવી માર્શલ યોજના અમરિકી શાહીવાદે રજૂ કરી

એ યોજના પ્રમાણે એણે વિશ્વયુદ્ધમા જર્મન ફાસીવાદ સામે જાની જંગ ખેલનાર દેશોને કશી જ લોન નહિ મળી શકે પણ પોતાને પૂછડે બંધાવા માગતા ગ્રીસ, ટરકી, ચીન, ઑસ્ટ્રિયા, ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ તથા ઇટાલી જેવા જ દેશોને, નાણાં ધીરવાનું નક્કી થયું.

એવી યોજના પ્રમાણે જ યોજનાની જાહેરાત કર્યા પહેલાં જર્મન ફાસીવાદને મદદ કરનાર અને આજે અમરિકી શાહીવાદનું પ્યાદું બનનાર ટરકી પોતાને ત્યાં પ્રત્યાઘાતને પોષવા ચાળસો મીલિયન ડોલર મેળવી ચૂકયું હતું.

પછી ૧૯૪૭ના જૂનના પાચમા દિવસે હારવર્ડ મુકામથી જનરલ માર્શલે યોજના જાહેર કરી: 'અમે યરોપ (ખાસ કરીને પશ્ચિમ યરોપ) માટે મદદની યોજના જાહેર કરીએ છીએ.'

અને ટાઇમ્સ છાપામાં પછી તરત જ ચોખવટ થઈ કે, 'આ યોજનાનો, ખાસ કરીને યરોપી રચનાવાળી પશ્ચિમ યરોપ

અને દક્ષિણ યુરોપની સરકારોને ચાલુ રાખવા અને પગભર બનાવવા। અમલ કરવામા આવશે.'

જગતભરના પ્રત્યાઘાતીઓના અખાડાને પગભર કરી, જગતભરની લોકશાહીઓને કચડી નાખી, જગતભરની જનતાની હિલચાલોનો સંહાર કરવા જગત જીતવા નીકળેના અમરિકી ડોલરદાનવોની આ યોજના સામે જગતભરના દેશોની જનતાનો કટ્ટર કોપ ભભૂકી ઊઠયો યુરોપના લોકશાહી દેશોએ તેનો વિરોધ કર્યો. સોવિયટ રૂસે એ ખૂની યોજનાને વિગ્રહખોરોની યોજના તરીકે ખુલ્લી કરી

પણ એ યોજનાની આસપાસ પશ્ચિમ યુરોપના પ્રત્યાઘાતી દેશો એકઠા થયા એ યોજનાને ટરકી, ગ્રીસ, ઇટલી, ઓગ્ટ્રિયા અને ફ્રાન્સ તથા ઇંગ્લેન્ડના પ્રત્યાઘાતીઓએ અપનાવવા માંડી. એ યોજનાની આસપાસ ત્રીજા વિશ્વયુદ્ધની નોબતો વગાડતા શાહીવાદીઓ નાચી ઊઠયા એ યોજનાને વીંટળાયલા એટલી, બેવીન, ડાલ્ટન અને ક્રિપ્સ ચર્ચા કરવા લાગ્યા એ યોજના પ્રત્યાઘાતી ડાકુઓની ડોલર-યોજના તરીકે મશહૂર બની ગઈ

એ યોજના લઈને નીકળેલો અમરિકી શાહીવાદ પશ્ચિમ યુરોપ પર જગત જીતવાની પ્રત્યાઘાતી આડ બાંધવા અને પ્રત્યાઘાતીઓનો મોરચો રચવા બહાર આવ્યો ગ્રીસ, ટરકી અને ઇરાન પરથી પાસિફિકના ટાપુઓ પર વ્યૂહરચના કર્યા પછી, આ યોજનાને લઈને શામકાકો પશ્ચિમ યુરોપમાં ઊતર્યો. એ યોજના એ રીતે યુરોપના હૃદય પર અમરિકી શાહીવાદનું આક્રમણ ઉતારી રહી.

એ યોજનાએ અંગ્રેજ-અમરિકી કાબૂ નીચેના જર્મનીના ઉદ્યોગપ્રદેશોને અમરિકી મૂડી, અમરિકી ઇજારા અને અમરિકી ઇજનેરોના કાબુ નીચે મૂકવા માંડ્યા

અને એ યોજનાએ જર્મન ફાસીવાદે જે ભારે ઉદ્યોગોથી

આખી દુનિયા પર આક્રમણ કર્યું તે ભારે ઉદ્યોગોની યુદ્ધતાકાત-ને યાલ્ટા અને પોટસડામનાં તહનામાંને કચડી નાખીને શરૂ કરવાનાં ઉદ્યોગયંત્રો ગતિમાં મૂકવા માંડ્યાં.

જે યુદ્ધ-ઉદ્યોગોએ આખી દુનિયાની જનતાને લોહીમાં ડુબાડી દીધી હતી તેજ ઉદ્યોગોને યુદ્ધ-ઉદ્યોગો બનાવતી આ યોજનાની અમરિકી શાહીવાદી શયતાનિયત સામે પડોશની અંગ્રેજ અને ફ્રેંચ જનતા ચિત્કાર કરી ઊઠી.

અને અમરિકી શાહીવાદી ડાકુઓએ ત્રીજા વિશ્વયુદ્ધના વ્યૂહ-ને, પશ્ચિમ યરોપ પર લાવી મૂક્યો. એ યોજનાએ પશ્ચિમ જર્મની પર પાછાં યુદ્ધનાં નગારાં વાગતાં કર્યાં અને જર્મનીના ભારે ઉદ્યોગોને યુદ્ધઉત્પાદનની અમરિકી ઇજારીમાં પરોવી દીધા. એ યોજનાએ જગત જીતવાનાં આક્રમણોનું રૂપ પશ્ચિમ યરોપ પર ચીતરવા માંડ્યું તથા દુનિયાભરના પ્રત્યાઘાતી ઠીડાઓને વિગ્રહ-ખોરના વાઘા પહેરાવવા માંડ્યા.

એ યોજનાને ખ્યાલમાં રાખીને જ જેમ હિટલરે તેમ ટ્રુમેને અમરિકી કોંગ્રેસ જોગ ૧૯૪૭ના માર્ચના ૧૨મા દિવસે કોમ્યુનિસ્ટ-વિરોધી ઝેર ફૂંકતા રશિયા સામે આવવાના પોતાના જગની આગાહી કરીને ભયાનક જંગની તૈયારી માટે કોંગ્રેસ પાસે જંગી રકમની મંજૂરી માગી.

અને વિગ્રહખોર અમરિકી શાહીવાદે સાફ શબ્દોમાં જાહેરાત કરી કે બોસફરસથી ગ્રીસમાં થઈને અને ભૂમધ્ય પર થઈને આપણે આપણી લાઈનદોરી નાખી દીધી છે. એ લાઈનદોરી પર ગ્રીસ, ચીન, ટરકી, જર્મની, ફ્રાન્સ, ઇટાલી અને જાપાન ક્યારનાં ય પરોવાઈ ગયાં અને એ સોનેરી ફાંસો પશ્ચિમ યરોપ પર પરોવાઈ ગયો.

એ જ યોજનાના અમલ માટે ટ્રુમેને ૧૯૪૮ માટેના બજેટ-

માં કોંગ્રેસ પાસે અમરિકાના બચાવ માટે ૧૧,૨૦૦,૦૦૦,૦૦૦ ડૉલર મંજૂર કરાવ્યા અને એ યોજનાનો સમ્રામરથ જોડતા અમરિકાના ડૉલર-ડાકુઓ જેવા વિગ્રહખોર સીનેટરોએ યુદ્ધની આગાહીઓ ને આક્ષેપો તમામ લોકશાહી દેશો પર શરૂ કરી દીધાં.

જેવી જૂના જગત પર રોમન શહેનશાહતની ચૂડ પેકસ-રોમાના હતી, જેવી જગત-જનતા પર અંગ્રેજી બાદશાહત પેકસ-બ્રિટાનિકા બની ચૂકી હતી તેવી નૂતી યુગાલ પેકસ-અમરિકાના બનાવીને ઉતારવાની આગાહી ૧૯૪૫ના ડિસેમ્બરના ૧૯મા દિવસે ટ્રુમેને કરી હતી કે—

'તમને પસંદ હો કે ન હો પણ આપણને અમરિકનોને આ વિજયે આખી દુનિયાના આગેવાન બનવાની જવાબદારી સુપરત કરી છે ' અને અમરિકી શાહીવાદ જગત જીતવાની એ જવાબ-દારીનો વિગ્રહખોર વ્યૂહ શરૂ કરી રહ્યો

प्रकरण આઠમું

## ડૉલર-શાહીવાદની અપરાધી કારવાહી

એનું નામ ટ્રુમેન-ડૉક્ટ્રીન છે. એ ડૉક્ટ્રીન અમરિકી ડૉલરશાહીવાદે ઘડી તે પહેલાં જેમાંથી એ ડૉક્ટ્રીનનો દેહ બંધાયો તેવી અમરિકી પરદેશનીતિ ચીન પર ઊતરી પડી.



આજે એ જ ડૉક્ટ્રીન જેવી ચીન પર ઊતરી હતી તેવાં જુદા જુદા વેશ ધરીને ફીલીપાઇન, કોરિયા, ગ્રીસ, ટરકી, ઇરાન, ઇન્ડોનેશિયા તથા પશ્ચિમ જર્મની અને પશ્ચિમ યુરોપ પર ઊતરી ચૂકી છે.

એ ડૉલર-ડાકુઓની ટ્રુમેન-ડૉક્ટ્રીનનો પહેલો પાસો વિજય-દિન પછી તરત જ ચીન પર નખાયો. એ પાસો લઈને દેશદ્રોહી

ચીની ક્વીઝવીંગ ચાંગ પાસે પહોંચવા અમરિકાનો એલચી પેટ્રિક પહોંચી ગયો પણ નાકામિયાબ નીવડ્યો એટલે એ મેલી રમતનો નવો ખેલાડી માર્શલ ચીન પર આવી પહોંચ્યો. એ નામચીન બની ચૂકેલા માર્શલના માથા પરની ચાંકી ટોપી પર કબૂતરનું ચિત્ર હતું પણ એના ગજવામાં ધીરાણપટાનાં ખાતાંઓ હતાં, લશ્કરી સરંજામોના ઢગલા હતા, લશ્કરી નિષ્ણાતો અને ડોલરની લોનોના કરારો હતા.

એણે એના આડતિયા બનેલા દેશદ્રોહી ચાંગને ચીની લોકશાહી જનતાની કતલનો નવો સગ્રામ શરૂ કરવાના આશીર્વાદ દઈને એ ખૂની કાગવાહીનો આરંભ કરી દેવા સિત્તેર હજારની ફોજવાળાં લડાયક જહાજો દીધાં, સેંકડો બોમ્બરો આપ્યાં અને લશ્કરી અવરજવરનાં અનેક વાહનો આપ્યાં લશ્કરી સરંજામના ઢગલા, ૪,૦૦૦,૦૦૦,૦૦૦ ડોલરની કિંમતના ધીર્યાં તથા ચાંગના જલ્લાદોને તાલીમ આપવા પંદરસો અમરિકન લશ્કરી સંચાલકો ની ભેટ દીધી

વિજયદિનની ઉજવણીઓ હજુ ઊજવાતી હતી ત્યારે જ અમરિકન શાહીવાદીઓનો ટ્રુમેન-તરીકો ચીનમાં પેઠો વિજયદિને બેગો ડોલર-દાનવ જાણે વિજયસમારંભના આનંદ ઊજવવા ચીનની ધરતી પર ભાવ ધરતો હોય તેમ એશિયાની માટી ચૂસવા ચીનમાં આવી પહોંચ્યો

પણ એ દિનની વાટ જોતી ચીની જનતાએ ખમીરનાં ઘોડાપૂર ઘૂમરાવ્યાં હતાં, અમાનુષી આપભોગ દાખવ્યા હતા, દૂધમલ દીકરાનાં લોહીમાંસની બલિદાનની દીવાલ ચણી હતી, ન ધરી શકાય તેવી ધીરજ ધરીને ટીપેટીપું ગણીને દરેક પળ પર ઇતિહાસમાં અજોડ એવી કુરબાની રચીને ચીની જનતાએ એ દિન દેખ્યો હતો.

ચીની જનલોકને દાસ બનાવવા નીકળેલો ફાસીવાદી જાપાન એના ટોકડામાં જ ફૂંચવાઈને લોપાઈ ગયો હતો. ચીન આઝાદ બન્યો હતો.

બાપુ સુન-યાત જાણે એની કમર તોડીને ઊઠળતો હતો. એ જ દિનને ઝંખતો એ પોઢયો હતો. લાખો દીકરા-દીકરીઓ-ની શહાદત સૂસવતી હતી, એ જ દિનની નેમ પર એ માનવ-ગુબારા સળગી ગયા હતા.

આજે એ દિન આવ્યો હતો? હા, પણ......ભાઈભાઈના ખૂનના સંહાર-સગ્રામો રચનાર ચાગના ચુગકીંગમાં પાછાં શાનાં ઢોલક વાગતાં હતા! ચીની લોક પર ફાસીની સાવમુબારક વાગતી હતી!

ચીનને આંતરીને બેઠેલાં યરોપી ગીધડાંની પાંખો તો હણાઈ ગઈ હતી. જાપાની બર્બરોની ફામી ટોળાઓ સહારનાં રણશિંગડાં ફૂંકતી શમી ગઈ હતી. જે જનતાએ જાપાની ફાસી બર્બરને આટલા વરસો સુધી ભિડાવ્યો હતો, તે જ જનતા પર લોહી, લોખડ ને આગ વરસાવનાર ચાગ અધૂરો રહેલો જનતાસંહાર-નો વિગ્રહ પાછો જગાડતો હતો. અમેરિકી બર્બર એને આયુધ દેવા આવી પહોચ્યો હતો અને ભાઈ ભાઈના લોહી રેડવાની રણહાક ગજવતો હતો. ચુંગકીંગના ચીની લશ્કરવાદને જનતાને ઝભ્ભે કરવાની રણખજરી રણકાવતો હતો.

ધરીરાજ્યોનો ફાસીવાદ મરાઈ પડ્યો હતો પણ જીવનની જે શાહીવાદી પ્રથા ફાસીવાદી માનવખોરીને જન્માવે છે તે પ્રથા તો અંગ્રેજ-અમેરિકાની ય હતી. ફાસીવાદના મરણમાં એ પ્રથાનું મરણ થવાનું હતું એટલે અંગ્રેજ-અમેરિકન શાહીવાદી ધરીરાજ્યો-ના ફાસીવાદને હરાવ્યા પછી જેમાં ફાસીવાદી માનવખોરો પાકે તે પ્રથાને જીવતી રાખવા મથતા હતા, હિટલર-ફાસીને હરાવી, અંગ્રેજ-

અમરિકન શાહીવાદ ચાંગના ફાસીવાદને પંપાળતા આવ્યા હતા.

તો જગત-જનતાના આટઆટલા આપભોગનું શું ? વિશ્વનગરોનાં ખંડિયેરાનું શું ? કરોડો માતાઓએ દીધેલા દીકરાઓની શહાદતનું શું ? એટલાન્ટિક ને પોટસડામમાં ઘડેલાં તહનામાનું શું ?

અંગ્રેજ-અમરિકન શાહીવાદી બર્ઝરોને એ કશાનું કંઈ હતું નહિ એમને જેમાંથી ફાસીવાદી માનવખોરી પાકે તે શાહીવાદી પ્રથાને શમવા દેવી નહોતી જગત જીતવા નીકળેલા નાઝી બર્ઝરને મહાત કરવા જગત-જનતાના ભોગ મોટાં મોટાં જાહેરનામાં પેશ કરીને આજે અમરિકી બર્ઝરા નાસ્તિની ધીંગધાર કરીને તમામ દુનિયાને લખી લેવા નીકળતા હતા અને ચાંગ-ફાસીના સુગકીંગમાં જતા હતા, અને સુગકીંગથી ચાંગના સચવાતાંમાં નાનકીંગ પહોંચતા હતા અને પહોંચીને વાયુપ્રવચન કરતા હતા, ' અમે તો અહીં શાંતિ માટે જ આવ્યા છીએ. '

કેવી ભયંકર એ શાંતિ હતી ! સિકંદર, જંઘીસખાન, ઝાર અને કૈસર તથા હિટલરના એ વારસદાર વ્યાઘ્રોને હજારો વરસથી ચાવી ખાધેલી જગત-જનતાથી હજુ શાંતિ વળી નહોતી, હજારો વરસથી ઉજાડેલાં ખેતરોથી, તારાજ કરેલાં નગરોથી, પીંખી નાખેલી વસ્તીઓથી અને સંહારી નાખેલી કરોડોની માનવતા પછી હજુ શાંતિ થતી નહોતી એટલાન્ટિક અને પોટ્સડામના લખેલા જાહેરનામાંના કાગળના ડુચા ચાવતા બંને બર્ઝરા એકફેમ બોલતા હતા, ' અમે તો અહીં શાંતિ કરવા આવ્યા છીએ '

સુગકીંગની પાછળ, ચાંગની એડ નીચે કચકાવેલી લોહીઝરતી પંદર કરોડની ચીની જનતા કંપ અનુભવતી હતી

એ પંદર કરોડની માનવતા જાપાની જલ્લાદ પરનો વિજય ઊજવવા ઊઠતી હતી ને એક જ પળભર વિચારતી હતી કે હવે આઝાદી આવશે લોકશાસન આવશે . કરભાર હળવા થશે, નફા

ખોરી શમશે, અબસંદટ ઓછું થશે, વેઠ ગેરકાયદેસર બનશે, કુધારા જશે ને સુધારા આવશે, મત આપવાનો લોકનો વારો આવશે...

પણ એની વિચારમાળા પર ચાંગ-ફાસીનો ઝટકો પડતો હતો. એ વીખરાયલા તારને એકઠા કરે ત્યાં તો ચાંગ-ફાસી બરાડતો હતો, 'આપણે આંતરકલહમાં આગળ જઈએ છીએ.'

અને પગથી માથે કંપેલી માનવના સાંભળતી હતી કે પેલા અમેરિકી શાહીવાદીઓ ચાંગ-ફાસીની શાંતિ ઠારવા અને ચીનને હડપી જવા એટમ-બોમ્બની છાબ ભરીને આવી પહોંચે છે.

અને ચુંગકીંગ-ચીન યેનાન-ચીનનો મુકાબલો કરતું યાંગઝી-ના કિનારા પર લોહી રેડવાનો આરંભ કરતું હતું.

ચુંગકીંગ-ચીન પર ચાંગ-ફાસીનો રાજદંડ હતો.

યેનાન-ચીન પર લાખોએ લોહી રેડીને ઉજ્જ્વલ કરેલો ચીની દીકરા-દીકરીઓનો, ચીનમાનવતાનું લોકરાજ સ્થાપનારો લાલ ઝંડો ફરકતો હતો.

એ ઝંડાની છાયા નીચે ચીન-આઝાદીનો પહેલો અવાજ બુલંદ બન્યો હતો, જાપાનને ખાળવાની પહેલી નેકી પુકારાઈ હતી. એ જ ઝંડા નીચેથી ચાંગ-ફાસીની જાપાન તરફી ચાલ રોકાઈ હતી, ચીનનો પ્રાણ સંગઠિત થયો હતો, ચીનના બેટા-બેટીઓએ જાપાન સામે કૂચ કરી હતી.

એ ઝંડાનાં ધારનારાં મરજીવાંઓએ જાપાને જીતેલા પ્રદેશો-માં લાલ જનતાના ટાપુઓ કોતરી કાઢ્યા હતા. એ ઝંડાધારી-ઓએ ચીની ભોમ પર એ ઝંડા નીચે લોકશાસન સ્થાપ્યાં હતાં. એના સંગમાં નૂતન ચીન સાંપડ્યું હતું, એના આપભોગે ધન્ય બન્યા હતા. એણે જ જગતજનતાનો જયકાર ગજવ્યો હતો.

એશિયાનો લાલ તારક પહેલી વાર અહીં ઊગી ચૂક્યો હતો. સાડાનવ કરોડ ચીની લોકનો એ જ ઝંડો હતો. સાડાનવ કરોડ

જનલોકનાં લોકશાસન પર પાકો ચાંગ–કાસી કબજો હતો. ચાંકી અહીં ચીની કલેવર પર અણુઓમ્બનો અખતરો કરવા નીકળી ચૂક્યો હતો, પણ એ તો ચેનાન–ચીન હતો.

પાછાં બંને ચીન સામસામે આવી ગયાં. એક ચુંગકીંગ–ચીન, બીજું ચેનાન–ચીન. બંને વચ્ચેનાં પાણીપત, જ્યાં જાપાન હળી પડ્યું હતું ત્યાંના કિનારા પરના પ્રદેશોમાં મંડાતાં હતાં.

ત્યાં અમરિકન કાબૂવાળું, અમરિકન ચાંકી લાલ લશ્કરવાદે તૈયાર કરેલું, અમરિકી અફસરોવાળું ચાંગ–કાસીનું વીસ લાખનું લશ્કર જમા હતું. ત્યાં જ જેમણે પોતાનું વતન આઝાદ કરવા પોતાના જાન કુરબાન કર્યા હતા તેવા તે જ પ્રદેશના નવ લાખ રણજંગાઓનું લાલ લશ્કર પણ ત્યાં જ ખડું હતું. એમની પાસે જૂજ હથિયારો હતાં, ઓછાં સાધનો હતાં, પણ એ નવ લાખ ભોમ–રખવાળો પાસે આઝાદ દિલ હતું, પ્રજાજનો આતશ હતો, લોક–આઝાદીની નેમ હતી. અને એ પ્રદેશોમાં ત્રીજું એક લશ્કર હતું. એ લશ્કરમાં જાપાની જલ્લાદે આઠ લાખ ચીનાઓને હથિયાર દીધાં હતાં અને તેમને જનલોકનો સંહાર કરવાનું શીખવ્યું હતું. એક બાજુ અઠ્ઠાવીસ લાખ હતા, બીજી બાજુ નવ લાખ લોક-લડવૈયા હતા.

એમ બે લશ્કરો સામસામે આવી ગયાં, બે પ્રથાઓ એક-બીજાને યુદ્ધ આપવા તૈયાર થઈ. બે ચીન એકબીજાનો મુકાબલો કરવાની રણહાક ફૂંકતાં ઊભાં થયાં. એક ચીન, ચુંગકીંગ–ચીન, નફા-ખોરો અને જમીનદારોનું તથા ચીની મૂડીના લશ્કરવાદનું છે, બીજું ચીન ચીની જનલોકના લોકશાસનનું છે. પહેલા ચીનનો જનરાલી-સીમો ચાંગ–કાસી છે અને લાલ ચીનનો લાલ સરદાર ચુ–માઓ છે. ચુ અને માઓ સામ્યવાદી પક્ષના નેતા છે. એમનો પક્ષ બાર લાખ નરનારીઓનો બંધાયો છે. એ બાર લાખની પાછળ લાખો

લડાયકો છે, એ લાખો લોકલડવૈયાં ચીની જગતનાં જનલોકનાં ઉત્તમમાં ઉત્તમ દીકરા-દીકરીઓ છે.

'ચીનભરમાં લોક-શાસન શરૂ કરો ને ભાઈ ભાઈ નો સંહાર કરવો બંધ કરો.' લાલ ચીન જોરશોરથી માગ મૂકે છે. ચાંગ-ફાસીને અને એના અંગ્રેજ-અમરિકન ગુરુઓને એ મંજૂર નથી.

રૂસી લોકસરકારની પણ એ જ માગ હતી, પણ ચાંગ-ફાસી અને અમરિકન સલાહકારો એ સ્વીકારતા નહોતા અને યાંકી શાહીવાદે ચીન પર જનસંહાર ખુલ્લો મૂક્યો.

અને યેનાન જનશાંતિ અને જનસંગઠનની નિર્દોષ ને નિખાલસ છબી જેવું આજે જગત-જનતાના રાહનું છડીધર બનીને લશ્કર-વાદની સામે લોકજેહાદનું દુંદુભિ બન્યુ છે



એની એક ટેકરી પર એક હજાર વરસ જૂનો પેગોડા ઊંચો અને પીળો ચળકે છે. એ પેગોડામાં નિર્વાણ પામવાનો નકાર જગવતો બુદ્ધ ડોસો જાણે જાગી ઊઠ્યો છે. એ પેગોડા પાસે ત્રણ ઊંડી કંદરાઓના અંધારામાં દેખતો એ યેનાનના ઘરઘરમાં,યેનાનના કિનારાઓની ગુફાઓમાં, યેનાનની આસપાસના જનલોકમાં ગુંજી ઊઠ્યો છે કે, 'લોકશાસનનો વિજય બનાવો, ફાસીવાદનો સંહાર કરો.' એ લોકનાદ

છે. એ બનજ્ગી રહ્યુનાદ છે ચાંગ-ફાસીની ખૂની ખેરિયત જેવુ -ચુગકીંગ અને ચુગકીંગને શાહીવાદી હોળીનુ અમરિકાનુ નફાખોર નાળિયેર બનાવનાર ચીનનો કાળાબજારિયો એ અવાજથી કંપે છે.

ચાગ-ફાસીના કાળાબજારિયા ને નફાખોર બેન્કરોએ અમરિકી શાહીવાદી બર્નશેને પૂછ્ડે બંધાઈને ચીનની કાયા પર દશ વરસનો આંતરવિગ્રહ ખેડ્યો છે એ જ ચીનના ચુગકીંગ કલેવર પર ચાગ-ફાસીએ જાપાન સાગેના જંગમાં જનમોરચો રચવાની ના પાડીને જનતાને ઝબ્બે કરી છે, અને ચુગકીંગનો ભોગ એણે અમરિકી બર્નશેને ધરવા માંડયો છે. ચુગકીંગનાં દશ લાખ નાગરિકનો અવાજ ચાગ-ફાસીએ દબાવ્યો છે, ચુગકીંગની પીઠમાં પથરાયલી ૧૫૦ ૦૦૦,૦૦૦ જેટલી આમજનતાના હૃદય પર એણે જાલિમ ઓથારનાં આવાહન કર્યા છે.

ચાગ-ફાસીનુ ચીન અંગ્રેજ-અમરિકી શાહીવાદી અફસરો, લશ્કરો અને દારૂગોળાના હાથી દબાયલુ ચપાયલુ પડ્યુ છે. એની પાસે લોકયોજના નથી, જનતાની સળગતી ભૂખમાં નાખવાનુ અનાજ નથી, યાગઝી નદીની ધાનથી ઊભરાતી અટારીઓ ત્યાં લશ્કરવાદના જડબામાં ને કાળાબજારિયાના હડફવામાં હોમાય છે

આજે ચાગ-ફાસીના ચીન પરના લોક-કલેવર પર થાક, ભૂખ, દુઃખ અને દરદ તથા યાતનાઓના ઉભરાટ છવાયા છે.

એ બધા પર ચીની લોકના સંહારની સાલમુબારક ઊજવવા ચાગ-ફાસીને ડાબે-જમણે અમરિકી યાંકી જન-જલ્લાદ જેવો ઊભો છે

પણ ચાગ-કાઈની કારવાહીના એ અમરિકી ઉસ્તાદોને ચીનની ધરતી પર ચીની જનતા એક પર બીજો ફટકો લીધે છે. આવડા મોટા ડોલર-હાથીઓની ચામડી આટલી કાગળ જેવી પાતળી જ છે એવી વાત ચીની લોક-જેહાદે જગતભરને સંભળાવી

દીધી. ૧૯૪૭ના જુલાઈ સુધીમાં તો ચીની કોમ્યુનિસ્ટોએ ચાંગ-કાઈશેકના આઠ લાખ સૈનિકો કેદ પકડ્યા, પોતાના દોઢ લાખ લડવૈયાઓને સંપૂર્ણ શસ્ત્રસજ્જ કરી શકાય તેટલો જથ્થો અમ-રિકાથી આવેલ યુદ્ધસરંજામના જથ્થામાંથી કબજે કર્યો.

ટ્રુમેન-ડોક્ટ્રીન પગનો આવો ભયાનક ફટકો અમરિકી ડોલર-દાનવોના પહેલા ગ્રાસમાં કાટા પરોવી રહ્યો ત્યારે યાંકી શાહીવાદ-નો બીજો કદમ ગ્રીસ પર ગોઠવાતો હતો.

'પણ ગ્રીસમાં તો લોકશાહી જ છે કારણકે પાર્લામેન્ટના ૮૫ ટકા સભ્યો સરકારનો પક્ષ કરે છે લોકશાસનના દેશ પર કલંક બનેલા ટ્રુમેનને લોકશાહી માટે એટલું બસ હતું. એ લોક-શાહીની છાતી પર અંગ્રેજી શાહીવાદે જનતાનો સંહાર કરીને રજવાડો ગોઠવ્યો હતો. લોકશાહી આગેવાનોની કતલ કર્યા પછી પાર્લામેન્ટની ચૂંટણી અંગ્રેજ-અમરિકી સંગીનો વચ્ચે કરવામાં આવી હતી. અને તેમાંથી ૮૫ ટકા સરકારનો પક્ષ કરતા હતા એટલે ગ્રીસમાં ટ્રુમેન-ડોક્ટ્રીનનો લોકશાહી તરીકો શરૂ થઈ ચૂક્યો હતો.

પણ બિચારો બેવીન! ગ્રીસ દેશ પર જનસંહારનો તરીકો ખુલ્લો તો એણે મૂક્યો હતો! પ્રત્યાઘાતની ક્યારીમાં ગ્રીક જનતા-નાં ખૂન સીંચીને એણે આ લોકશાહીનું ઝાડ જમાવ્યું હતું. પણ પછી કેવો સમય બદલાયો. પોતે કરેલા શિકારને સાચવવા એ દેવાળિયો અંગ્રેજી શાહીવાદ કમતાકાત દેખાયો. એટલે ચીનમાં માર ખાયેલો ટ્રુમેન-તરીકો અહીં આવી પહોંચ્યો અને બોલ્યો, 'ગ્રીસ-માં તો જોઈએ તેવી લોકશાહી છે'

ત્યારથી ભૂમધ્યમાં અમરિકી લડાયક જહાજો આંટા મારવા માંડ્યા અને અમરિકાએ બેનગુરને જણાવ્યું, 'સીપ્રસને અમે ગ્રીસ સાથે જોડી દઈએ છીએ.'

અને ટ્રુમેન–તરીકાએ ત્યાર પછી જાહેર કર્યું કે અમે મિ-લબર્ટસનની નિમણુક માડ્રિડ ખાતે કરીએ છીએ. બસ ત્યારથી ટ્રુમેનનો તરીકો ત્યાં પણ પહોંચ્યો. અમરિકી શાહીવાદી હાથીઓ-ના દતૂશળ ડોલરના બન્યો હતા. અમરિકી ડોલરને છટકો જ મળે તો એનું પાતાળી પેટ ભરાય તેમ નહોતું એટલે ટ્રુમેન–ડોકટ્રીન અમરિકાનો ઝંડો ફરકાવતી દેશ દેશ પર ચઢતી હતી અને અમરિકી શાહીવાદી વાવટાને આશરે ડોલરની લેનો જતી હતી અને લેનો-ના ધીરાણપટા પર બેસીને યાંકીઓના શસ્ત્રસરંજામ અને લશ્કરો નીકળતા હતાં.

અને ટરકી પર પહોંચતી ટ્રુમેન–ડોકટ્રીન સરમુખત્યારોના ઝનાના જેવી સરકાર પર વહાલ કરતી હતી. સમીપ પૂર્વનું કેવું રમ્ય એ અંતપુર હતું. અંતઃપુરમાં ઉતારા નાખતો મહાન અમરિકાનો પ્રેસીડેન્ટ કહેતો હતોઃ 'દુનિયામાં આઝાદીવાંછુ લોકો માટે અહા તુર્ક દેશ, તું કેવો અગત્યનો છે!' તેથી જ એ દેશ પર હિટલરે પણ પ્રેમ કર્યા કર્યો હતો! તેથી જ અમરિકાના પ્રમુખને સાકર જેવો મીઠો લાગતો એ દેશ, ગ્રીસની જેમ બીજા વિશ્વયુદ્ધ-માં ખંડેર નહોતો બની ગયો!

ટ્રુમેનનો પ્યારો ટરકી બીજા વિશ્વયુદ્ધમાં યુદ્ધનો નફાખોર બન્યો હતો. હિટલરની આરાધના કરતો ફાસીવાદનો વિજય ઇચ્છતો હતો. નેવુ ટકા જેટલો એનો વેપાર જર્મની સાથે જોડાયો હતો. સારાજોગલુ નામનો ટરકીનો વડો પ્રધાન જર્મની સાથે ખાનગી કરારો કરતો સાબિત થઈ ચૂક્યો હતો અને ટરકીએ યુદ્ધ દરમિયાન મોન્ટ્રોકરાર ભંગ કરીને કાળા સમુદ્રમાંથી ફાસીવાદી જર્મની અને ઇટાલીનાં યુદ્ધજહાજોને રસ્તો આપ્યો હતો. ત્યારે ૧૯૪૪ના મે માસમાં ટરકી સામે સખત ફરિયાદ કરવાની ચર્ચિલને પણ ફરજ પડી હતી.

પણ ગઈગુજરી ભૂલીને ટરકી પર મુગ્ધ બનવા નીકળેલો. ટ્રુમેન એથી તો ઉદાર દેખાતો હતો. એ ઉદારતાથી ભરી ભરી ટ્રુમેન–ડોક્ટ્રીન કહેતી હતી કે અમારો એ તરીકો વિશ્વ–શાંતિ માટે છે. વિશ્વ–શાંતિ માટે જ ચીની જનલોકનો સહાર કરતો એ તરીકો ચીનમા જેના દાંત ખાટા થઈ ગયા હતા તેવા માર્શલ મહાશયને એ જ તરીકાને આર્થિક ઘટના બનાવવા વોશિંગટનમા બોલાવવામા આવતા હતા.

એ ઘટના એટલે માર્શલ–યોજના એ યોજનાએ હિટલર સમયના જર્મનીના યુદ્ધ–ઉત્પાદનનો ઇજારો અમરિકી બનાવ્યો અને પશ્ચિમ જર્મનીના યુદ્ધ–ઉદ્યોગોનો આરંભ કરી દેવાની સૂચના ત્યાંના અમરિકી સરદાર જનરલ ક્લેને સુપરત થઈ માર્શલયોજનાનો આ મુખ્ય પાયો મળ્યો. પશ્ચિમ યરોપ પર અમરિકી વિગ્રહખોરનો યુદ્ધઉદ્યોગ એ યોજનાએ ધીખતો કર્યો

એ માર્શલ–યોજનાના અનુસંધાનમા જ એવી જ એક વિગ્રહખોર યોજના અમરિકાએ અણુબોમ્બથી જીતેના જાપાનમાં તો ક્યારની ય શરૂ થઈ ચૂકી હતી અમરિકી શાહીવાદના લશ્કરી મેક આર્થરે તો ક્યારની ય ટ્રુમેન–ડોક્ટ્રીન ત્યા આરંભી દીધી હતી જાણે જાપાનમા ફરતી ધરી પાછી અમરિકી વિગ્રહખોર જર્મની સાથે જાપાન પર શહેનશાહ બનેલો મેક આર્થર જોડતો હતો.

૧૯૪૫ના સપ્ટેમ્બરને બીજે દિવસે બિનશરતી શરણુ સ્વીકાર્યા પછી મેક આર્થરે ટોક્યોમા રોમન શહેનશાહની જેમ પ્રવેશ કર્યા પછી અમરિકાના ઇજારવાદીઓ જાપાનના ઇજારવાદને અમરિકી વેશ પહેરાવીને તેને અમરિકાનુ સંસ્થાન બનાવવાની પેરવીઓ આરંભી ચૂક્યા

બીજા વિશ્વયુદ્ધના વિજેતાઓમાં ચીન, બ્રિટન અને સોવિયટ દેશો પણ મુખ્ય હતા કેરો–જાહેરાતે, યાલ્ટા પરિષદે અને પોટસ-

કામના જાહેરનામાએ તથા મોરક્કો પરિષદે સર્વાનુમતે નક્કી કર્યું હતું કે આ ચાર સત્તાઓ જ જાપાનની અંદરની વહીવટી કારવાહી સર્વાનુમતે નક્કી કરે.

પણ ૧૯૪૭ના જુલાઈની ૧૧મીએ અમરિકી સરકારે જાહેર કર્યું કે ઑગસ્ટની ૧૯મીએ જાપાન સાથેનો કરાર ઘડવા દૂર પૂર્વની અગિયાર સભ્યસરકારોની પરિષદ મળશે. અમરિકાએ કરેલા આ આયખુદ ધડાકા પહેલાંના ગાળામાં એણે આંતરરાષ્ટ્રીય તહનામાં તો તોડવા માંડ્યાં હતાં અને આમ એકાએક કરવાના કારણમાં એ યાંકી શાહીવાદે સંભળાવ્યું કે આજે જાપાનમાં જાપાનની પોતાની સરકાર હોવાથી એની સાથેનો કરાર ઘડવામાં ખાસ રીતની જરૂર છે. અંગ્રેજી સરકારે પણ જાહેર કર્યું કે એ વાત ઠીક છે.

એ વાત ઠીક એટલા માટે હતી કે અમરિકાએ સરકાર બનાવેલો વિનીત ફાસીવાદીઓનો જાપાની સમુદાય અને અમરિકાનો ઇજારવાદ બંને એક થઈને સોવિયટ સામેનો દૂર પૂર્વનો મોરચો જાપાનમાં ઘડવા માગતા હતા અને પૂર્વ એશિયાની લોકહિલચાલોનો પવન જાપાનમાં ફૂંકાવા દેવા માગતા નહોતા એટલે આ ખાસ રીત યોજાઈ અને એ રીતમાં જાપાન સાથેના શાંતિકરારો ઘડવામાંથી સોવિયટ રૂસને બાકાત રખાયું.

એવા જાપાન સાથેના શાંતિ-કરારો ઘડનાર કારવાહીના બે પુરુષો એ વરસથી ટોક્યોમાં હતા. એક બીજા વિશ્વયુદ્ધના વિગ્રહખોરોનો માનીતો શહેનશાહ હીરોહીટો જેણે યુદ્ધજાહેરનામા પર સહી કરી હતી તે હતો અને બીજો અમરિકી શાહીવાદના લશ્કરવાદનો સરદાર મેક આર્થર હતો.

શહેનશાહના મહાલય પર દેખતો મેક આર્થરનો પણ મહાલય હતો. એ મહાલયના નીચલા વિભાગોમાં અમરિકી સંત્રીઓનો આવાસ હતો. જનરલ મેક આર્થર જ્યારે એના ખાસ મંત્રીઓ

અને રક્ષકો સાથે પોતાની ઓફિસમાં જવા છઠ્ઠે માળે ઊતરતો ત્યારે અમરિકાનો આ માંધાતા જ જાપાનનો સાચો શહેનશાહ લાગતો. ઇજારવાદી હાથીઓનો જાપાન ખૂંદવા આવેલો એ જનરલ પોતાના ખોળામાં અમરિકી આકારમાં પેલા પરાજિત શહેનશાહ હીરોહીટોને ઉછેરતો હતો અને જાપાનનો એ નામદાર શહેનશાહ અમરિકી ડોલરની




હૂંફમા જેવુ હતું તેવુ ફરી હો-ના મત્ર જપતો હતો.

જાપાન પર બેઠેલો મેક આર્થર કેવો ભવ્ય દેખાતો હતો ! એ જાપાનમા શહેનશાહ અને વડા પ્રધાન વિના કોઈ ને મળતો નહોતો. એ કોઈ પણ સામાન્ય પ્રધાન સાથે વાત કરવાની ના પાડતો હતો. જાહેર સંસ્થાના કોઈ પ્રમુખને કે કાર્યકરને મળવાની તો એની મના હતી જ,

કારણકે બધું રાબેતા મુજબ ચાલતું હતું. એ રાબેતામાં ચર્ચાને સ્થાન નહોતું. એ ફરમાનો જેવાં સૂચનો મોકલતો. જે સ્વીકારાતું નહિ તેનો ઇન્કાર થતો. કાયદાઓ ઘડાતા, હડતાલો તોડાતી, ભાવ વધતા અને પગારો ઘટતા અને એવા વ્યવહારોના કાગળિયા નીચે એ આંધાતા લખતો, 'માકા.' એ એની સહી હતી.

અમેરિકાના ઇતિહાસમાં એના જેવો સત્તાશીલ આજ લગણ કોઈ પાકયો નહોતો. જાપાન પર મુકાયલા અમેરિકી ઇજારવાદના જાપાની ફાસીવાદીઓના શાસનમાં આ મહાન 'માકા'ને સૌ જવાબદાર હતું અને એ કોઈને ય જવાબદાર નહોતો. સૌથી પહેલાં એણે સાફ કર્યું હતું કે જેમાં રશિયા હોય તેવી કોઈ પણ મંડળીની દરમિયાનગીરીનો એને જાપાનમાં ખપ નથી અને પછી એને જેનો ખપ હતો તે પોતાની અમેરિકી શાહીવાદી જાતને જવાબદાર ગણીને એણે જાપાની રાજવહીવટનો વટહુકમ ઘડ્યો.

પણ ૧૯૪૫ના ડિસેમ્બરમાં મોસ્કોમાં, ચાર મહાન સત્તાઓના વડા પ્રધાનોએ મળીને જાપાન પરના રાજવહીવટની નીતિ નક્કી કરી હતી. દૂર પૂર્વની અગિયાર સત્તાઓના કમિશને જાપાન પરની હકૂમતની રેખાઓ ઘડી હતી અને ચાર મહાન સત્તાઓની એક 'એલાઇડ કાઉન્સિલ' મેક આર્થરને સલાહ દેવા રોકવામાં બેઠી હતી.

માકાએ પહેલી બે કારવાહીને તો અનાદર કરીને હડસેલી દીધી અને પેલી સલાહકાર સમિતિને સંભળાવી દીધું: 'આપની સલાહની જરૂર પડશે એમ મને લાગતું જ નથી.' એવી અપરાધી કારવાહી અમેરિકાના જાપાની શહેનશાહ માકાએ શરૂ કરી દીધી, કારણકે જાપાનમાં એની પાસે અમેરિકી સુનંદાઓનાં લશ્કરો હતાં અને પેલી કાઉન્સિલ પાસે લશ્કર હતું નહિ.

'મારે જાપાનને દૂસ પર ચડવાનો...ડંકવાનો ઉંબરો બનાવવો

છે.' માકા એના મિત્રોને સાફ સાફ કહેતા હતા, 'મારી નજરમાં જાપાની ટાપુઓ કાઉન્ટર રીકાનીસન્સ સ્ક્રીન છે. અમરિકી વિમાનો મેરીટાઇમ પ્રાંતો સુધી ઉત્તરમાં ઊડી શકે છે અને દક્ષિણ તરફ તો એની પકડ બાઇકલ સરોવર પૂર પહોંચે છે.'

અને પછી તરત જ માકાના ભાઇબંધ હર્બર્ટ હુવરે જાહેર કર્યું કે 'જાપાન તો અમરિકાની પૂર્વ સરહદ છે.'

મેક આર્થર ટ્રુમેન–ડોકટ્રીનમાં દોરેલા નકશા પ્રમાણે જાપાન-નો વહીવટ કરતો હતો. એ નકશાની રેખાઓ પ્રમાણે જે જાપાની પ્રત્યાઘાતીઓ અમરિકા પર ચઢાઈ કરવાનો પ્રયત્ન કરતા હતા, જેમણે જીવનભરમાં પ્રગતિનો દ્રોહ કર્યો હતો, જે પછાત પશુઓ તરીકે જાણીતા હતા, તેમની જ અમરિકી શાહીવાદની છત્રછાયા નીચે સરકાર રચી દીધી હતી. પર્લ હારબર પર જેમનાં ફરમાન-થી ત્યારે જાપાની વિમાનોએ બોમ્બ ઝીંક્યા હતા તે જ મહાશયો આજે સરકાર ચલાવતા હતા. તફાવત માત્ર એટલો જ હતો કે એ સરકારી વટહુકમો નીચે માકા સહી કરતો હતો.

એ વહીવટમાં જાપાની લશ્કરવાદના પાયા જેવી જાપાની ઇજારવાદી સંસ્થાઓ જેવી ને તેવી અતૂટ હતી. પહેલાંના શાહી શાસનના પ્રધાનો, સરદારો અને મથાળાના પ્રત્યાઘાતી આગેવાનો તેમના લશ્કરવાદી અને યુદ્ધ–જાહેરાત પર સહી કરનાર શહેનશાહ-ની જેમ મુક્ત હતા. એ સૌનો પાયો જાપાનની મોટી ઇજારવાદી પંદર કંપનીઓ હતી. જાપાનનો ૫૧ ટકા કોલસો એ ખોદાવતી હતી, ૭૦ ટકા એલ્યુમિનિયમની એ માલિક હતી અને સિત્તેર ટકા યંત્રો નિપજાવતી હતી. એ સૌમાં મહાન એવા મિત્સુ અને મિત્સુબીશીના ઇજારા જાપાન પર પથરાયા હતા. એ બે કંપની-ઓનું ઉદ્યોગમાં રોકાણ, ૨,૩૩૩,૦૦૦,૦૦૦ ડોલરનું હતું

આ બધા ઇજારાઓને સરખા કરવાનો અધિકાર અમરિકી

શાહીવાદે કર્નલ રે ક્રેમરને સોંપ્યો. એ મહાશય 'વોલ સ્ટ્રીટનો જાદુગર છોકરો' તરીકે જાણીતા હતા. ટોકયોમાં જાપાનીઓ એની મજાકમાં અંદર અંદર કહેતા હતા, 'એ જાદુગર નફાખોર જ્યાં જાય છે ત્યાં પોતે દલાલી કરવાનાં સેમ્પલ લઈ જતો હોય છે.'

એણે યોજના ઘડી. જાપાની ઇજારવાદી વિગ્રહખોર નફાખોરોને જરા પણ આંચ ન આવે તેવી એ લોકશાહી યોજના હતી. એ ય જાદુ જ હતો ને! એ યોજનાના પહેલા ભાગમાં ઇજારાઓને નાબૂદ કરી નાખવામાં આવ્યા હતા. પણ એ નાબૂદી તો દશ વરસ પૂરતી જ હતી અને ત્યાં સુધી અમેરિકી શાહીવાદ એનો ટ્રસ્ટી હતો. દશ વરસ પછી આ ઇજારાઓને બધો વહીવટ પાછો સુપરત થતો હતો અને પરિણામે એક પણ યેન તેમને ગુમાવવો પડતો ન હતો

અને પછી અમેરિકી જાદુગરીનો જાપાનના શહેનશાહ જેવો ચેલો જનરલ માફા કહેતો હતો, 'લોકશાહી અને ઇન્સાફ માટે જ...પણ જેઓ પહેલાં ફાસિસ્ટો હતા તેમને ઉદ્યોગમાંથી ઉઠાવી લેવાય તો ઉદ્યોગમાં અંધાધૂંધી આવે...અને જેમણે આપણી સામેના યુદ્ધમાં ભાગ લીધો હતો તેઓ સ્વદેશાભિમાનથી જ પ્રેરાયા હતા...આપણે સ્વદેશાભિમાનને દંડી ન જ શકીએ...અને આપણને કોઈ દિવસે મજબૂત જાપાનની જરૂર તો પડવાની છે જ.'

પણ જર્મન સવાલ તો મોસ્કો પરિષદમાં ચાર મહાન સત્તાઓએ કેવળ સાફ કર્યો હતો. એ સફાઈ જર્મનીને અંગે યાલ્ટા અને પોટ્સડામના કરારોનો અમલ કરવાની હતી. એ કરારો જર્મનીના આર્થિક, રાજકીય અને જાહેર જીવનમાંથી સંપૂર્ણપણે લશ્કરવાદનો અને નાઝીવાદનો નાશ કરીને જર્મન ઘટનાને લોકશાહીના પાયા પર રચવાના હતા.

એ બધા પાછળનો હેતુ જર્મની ફરીથી આક્રમણખોર દેશ

ન બને તે હતો. એના ઉપર સોવિયટ પ્રતિનિધિ-મંડળે ભાર મૂક્યો હતો, અને એમાંથી જ છૂટીને યાલ્ટા અને પોટસડામ-કરારોને દૂર હડસેલીને અમરિકી શાહીવાદીઓ જર્મની પર અમરિકી ઇજારવાદ અને લશ્કરવાદ ઠોકવા માગતા હતા તથા જર્મનીના યુદ્ધ-ઉત્પાદનને અમરિકી આક્રમણખોરી સાથે જોડવા માગતા હતા. મોસ્કો પરિષદમાં જ અમરિકી શાહીવાદનો પ્રતિનિધિ જનરલ માર્શલ અને અંગ્રેજી શાહીવાદનો બેવીન જર્મની પરથી લોકશાહી રચવાની વાતને દગો દેતા દેખાયા. સોવિયટ પ્રતિનિધિ-મંડળે જર્મનીના ઉદ્યોગોને શાંતિસમયના ઉદ્યોગોમાં ફેરવી નાખવાનો અને જર્મની પર સાચી જનતાની લોકશાહી રચીને શાંતિની ઘટના ઘડવાનો અવાજ ઉઠાવ્યો.

અંગ્રેજી અને અમરિકી શાહીવાદને જર્મનીમા શાંતિના ઉદ્યોગો રચવાની વાત પસંદ પડે તેમ નહોતું એથી તો દુનિયાના બજાર-માં જર્મનીનો માલ હરીફાઈ કરે. અંગ્રેજી-અમરિકી ઇજારવાદી-ઓએ આ વાત શરમ વિના કહી દીધી.

એમ જર્મન સવાલ જવાબ માગતો ઊભો! એનો ઉકેલ કોના હિતમાં કરવો તે વાત સવાલનો મર્મ બની. શાહીવાદી યાંકી અને અંગ્રેજી જોનબુલ એ સવાલને પોતાના શાહીવાદી હિતમાં જ ઉકેલવા મથી રહ્યા જર્મન જનતાની લોકશાહી રચવામાં, જર્મન જનતાને શાંતિ-ઉદ્યોગો કરવા દેવામાં અને જર્મનીને યુદ્ધના સંહારના ઉદ્યોગોના અગ્નિમાં નહિ બારી રાખવાની વાત અમરિકી-અંગ્રેજી શાહીવાદે મંજૂર ન કરી.

એક સૈકાથી માનવસંહાર બનીને લટકતો જર્મન સવાલ પાછો દુનિયા પર અમરિકી શાહીવાદની આક્રમણખોરીએ લટકતો રાખ્યો યાલ્ટા અને પોટસડામના વિશ્વશાંતિ માટે ઘડેલા મહાન રૂઝવેલ્ટના કરારો ચીરી નાખતો અમરિકી શાહીવાદનો આગેવાન

જગત પર મહાસહારની ટ્રુમેન-ડૉક્ટ્રીન દેખાડી રહી

જાપાનમાં જનરલ મેક આર્થર અને જર્મન સવાર્લ પર જનરલ માર્શલના અમરિકી લશ્કરવાદી નામ દુનિયાને ત્રીજા યુદ્ધમાં ઉતારવાની આગાહી કરતાં સભળાયાં ટ્રુમેનની આ શાહીવાદી વિગ્રહખોરી ડૉક્ટ્રીન બની ચૂકી અમરિકી બાંકી જગતભર પર તરવાર પરોવીને બોલતો સભળાયો, ' આ તરવાર નીચે દુનિયાની શાંતિ અમે રચવાના છીએ '

જેવી જધીમખાનની, સિકંદરની, સિઝરની અને હિટલરની તરવાર હતી તેવી આ શાહીવાદી વિગ્રહખોરે શાંતિ ઝંખતી માનવતાને તરવાર બતાવી દેશ દેશની લોકશાહીને હડસેલી દઈ અમરિકાનો શાહીવાદ શાંતિ રચવા નીકળતો હતો જાપાનમાં હતી તેવી એની ચાલ હવે જર્મની પર પહોંચતી હતી અને અમરિકા મા આયુધોના ઢગલા નિપજાવતો, અણુબોમ્બો બનાવે જતો એ ડાકુ હવે જર્મન પ્રજાને લોકશાહી તંત્ર દેવાને બદલે જર્મન નાઝિઓને, જકરોને અને ઇજારવાદીઓને સત્તા સોંપતો જર્મન યુદ્ધઉદ્યોગોને પોતાની આક્રમણખોરી માટે ધીખતા રાખવાની યોજના ઘડતો હતો

એ ભયાનક યોજનાનો આરંભ ૧૯૪૭ના જાન્યુઆરીથી શરૂ થયો પહેલા પગલે જર્મની પરના અંગ્રેજ-અમરિકી અંકુશ નીચેના પ્રદેશમાં બે શાહીવાદનું આર્થિક જોડાણ થયું ૫ મી જૂન-માં એ જોડાણમાંથી એક સંયુક્ત આર્થિક કમિટી ( ઈકોનોમિક કાઉન્સિલ )નો દેહ રચાયો કેટલાક શાહીવાદી છાપાઓએ મથાળું બાંધ્યું ' હવે જર્મની પર ઉષા ઊગે છે.'

અને ઉષા ઊગી ચૂકી. જર્મન લોકશાહીની આશા ધૂળમાં રગદોળાઈ ગઈ ઇકોનોમિક કાઉન્સિલમાં એકઠો કરાયલો જર્મન પ્રત્યાઘાત અને અંગ્રેજી-અમરિકી શાહીવાદ એ બંને મહેરબાન

પશ્ચિમ જર્મનીનું ખાંધિયું રાજ્ય રચાયું. એ રાજ પર પેલી ઈકોનોમિક કાઉન્સિલનું શાસન મંડાયું.

પાછો પેલો સવાલ ઇકોનોમિક કાઉન્સિલમાં ગૂંગળાવા લાગ્યો. એ સવાલ જર્મન ઇજારવાદને ખતમ કરી, મોટા ઉદ્યોગોને શાંતિઉદ્યોગોમાં પલટવાનો તથા જર્મનીમા ફાસીવાદી જાગીરો તથા અત્યાધાતી તત્ત્વોને દૂર કરી સાચી લોકશાહી સ્થાપવાનો હતો.

પણ જર્મન પર હવે અમરિકી શાહીવાદે નક્કી કરેલી ઉષા ઊગતી હતી. ઇકોનોમિક કાઉન્સિલની જૂનની બેઠકમાં માર્શલયોજના સ્વીકારાતી હતી. અંગ્રેજી અને અમરિકી સેનાપતિઓ જનરલ સર સોલટો ડોગનાસ તથા જનરલ કલે ઇકોનોમિક કાઉન્સિલને અભિનંદન દેતા હતા.

એમ અમરિકી પ્રત્યાઘાતનો પૈશાચિક ઓથાર જર્મની પર-ની બધી ઉષાઓને અંધારાં દેતો હતો. અમરિકી નિશાચરોમાં આગેવાન એવો હર્બર્ટ હુવર પાછો અમરિકી ઘટનામાં આગળ આવતો હતો. જર્મનીના ઉદ્યોગોને એક નવા ખૂનખાર યુદ્ધ-ની ધમણ બનાવતી માર્શલ-યોજના આગળ ધપતી હતી. બધાં શાંતિનાં કરારનામાં ચાવી ખાતો અમરિકી શાહીવાદ જર્મની અને જાપાન સાથે અલગ કરારો કરતો હતો.

અને માર્શલ-યોજના જર્મનીની છાતી પર આવી પહોંચી. જર્મન ઇજારાઓ અમરિકી શાહીવાદની સલામતી પામી ચૂક્યા. જર્મન જકરો અમરિકી પ્રત્યાઘાતનો પાલવ ઝાલી જોરદાર બન્યા. જર્મન ફાસીવાદ અમરિકી છાયા નીચે પુનર્જીવન પામ્યો. જર્મની-ના યુદ્ધઉદ્યોગો, જેણે આખી દુનિયાને લોહીમાં તરબોળ કરી હતી તે પાછા અમરિકી શાહીવાદી રચનામાં ધીખી ઊઠ્યા.

એ કારવાહી પશ્ચિમ જર્મનીમા માર્શલ-યોજના બની. રૂર પર અમરિકી કાબૂ ઠોકાઈ ગયો જર્મનીનાં યુદ્ધયંત્રોને યંત્રાયુધો

બનાવવા જોરથી ચાલુ કરવાની મારવાડી જનરલ કલેને સુપરત થઈ ગઈ અંગત માલિકીવાળા ઈજારવાદી ઉદ્યોગોએ અમરિકી ઘટના નીચે ફરી વાર જગતભર પર સહાર સળગાવવાની ધમણો ધમવા માંડી

એ મહાસફારને સળગાવનાર પ્રત્યાઘાતીઓનો પરોપીવ બ્લોક્ માર્શલ-યોજનાએ રચ્યો. એ વેરટર્ન બ્લોકમાં પશ્ચિમ જર્મની વેરટર્નં બ્લોકનુ પુદ્ધ-ઉત્પાદનક્ષેત્ર બન્યુ. એ રૂર પ્રદેશ પર એંગલો-અમરિકન કાબૂવાળી ઇજારવાદી માલિકોની એક કમિટી બેઠી એ કમિટીનો પ્રમુખ અમરિકન અને ઉપપ્રમુખ અંગ્રેજ એમ નક્કી થયુ, પણ આખા ઉદ્યોગનો માલિક અમરિકન બેન્કર બન્યો

એવી અમરિકી ઉષા જર્મની પર ઊગી. એ ઉષામા જર્મનીમાં યોજવાની લોકશાહી ઘટના દફનાઈ ગઈ, તથા અમરિકી શાહીવાદ જર્મન જનતાના પશ્ચિમ પ્રદેશ પરથી યુદ્ધની ચિચિયારી જગત આખાને સભળાવી રહ્યો

એવી અમરિકી શાહીવાદની ડાકુ ઘટના જગતશાંતિના બધા તદ્દનામાંને કચડી નાખીને આંતરરાષ્ટ્રીય શાંતિની ઘટના યુનોની ચરમ બની એ ડાકુ ઘટનાએ બીજા બે અંગ્રેજ-ફ્રેંચ શાહીવાદી ચાંચિયાઓને બગલમાં દબાવીને જગતજનતાની છાતી પર પૈશાચિક નાચ શરૂ કરી દીધો

પ્રકરણ નવમું

# એ મહાન દેશનું પતન

**એ** જ એ દેશ જેને સ્પેનનાં રાજારાણીને સોનું આપવા કોલંબસે શોધ્યો હતો. અહીં જ એ મહાન દેશના કિનારાઓ પર કાળાં, ગોરાં, પીળાં અને ભૂખરાં માનવો અને જ્યાં કેથોલિક,




પ્રોટેસ્ટન્ટો, ક્વેકરો, એપિસ્કોપલ, યહુદીઓ, સ્પેનીઆર્ડો, અંગ્રેજો, જર્મનો, ફ્રેંચો, ફિરંગીઓ, સ્વીડો અને ડેનો, ઇટાલિયનો અને

જર્મનો, સ્લાવો અને રશિયનો બસો વરસ સુધી ઠલવાયા કર્યાં હતાં.

સત્તરમા સૈકાએ અહીં કૅાલંબિયાના કિનારાઓ પર માનવોના મેળા ઇચ્છા-અનિચ્છાએ, સેંકડોની સંખ્યામાં, પછી હજારોની સંખ્યામાં અને પછી ૧૯૦૩થી ૧૯૧૩ સુધીમાં કાળના દર કલાકના દરેક ટકોરે બહારના દેશોમાં જન્મેલાં અહીં એકસો માણસો ઊતર્યાં કર્યાં.

અને પછી તેમણે શું કર્યું?

પછી તેમણે પોતાનો ઇતિહાસ રચ્યો.

એ ઇતિહાસના કદમ પર ૧૭૮૧ની સાલમાં એ દેશને ગુલામ બનાવવા આવેલો અંગ્રેજી ઇજારદારનો જાલિમ નામે લોર્ડ કોર્નવાલિસ યોર્કટાઉનમાં ઊતર્યો તો ખરો પણ વૉશિંગટનની સરદારી નીચે જમા થયેલી અમરિકી જનતાએ એને પાછો દરિયામાં હડસેલી દીધો. અને પછી માનવતાની આઝાદીનું અમરિકી લોકે તહનામું ઘડ્યું કે, 'માનવમાત્ર જન્મથી સમાન છે તે સત્યને સ્વપુરવાર તરીકે અમે જાહેર કરીએ છીએ.'

માનવી-આઝાદીના એ પહેલા જાહેરનામાના લેખ પરની શાહી હજુ તો સુકાઈ નહોતી અને અમરિકનો અંદર અંદર પૂછવા લાગ્યા કે, 'જો માનવમાત્ર જન્મથી જ સમાન છે તો પછી જેઓ સૌથી વધારે શ્રમ કરે છે તેમની પાસે જીવનનાં સાધનો સૌથી ઓછાં કેમ? અને જેઓ સૌથી ઓછો શ્રમ કરે છે તેમની પાસે જીવનનાં સાધનો સૌથી વધારે કેમ?'

'આ અવાજને મોટેથી બોલનાર જેફરસન હજુ તો જીવતો હતો ત્યાં એનો જવાબ રોબર્ટ ઓવેને અમરિકી કોંગ્રેસમાં જ આપીને કહ્યું કે, 'કારણ કે અંગત મિલકત ચોરી છે અને માલિકો માનવજાતની બધી સુખસામગ્રી પડાવી લે છે તેથી સમાજવાદ જ સાચો છે.'

અને પછી એ સવાલ–જવાબ વહેતા રહ્યા. જેવા અમરિકી ધરતી પરના ટેકસસનાં મેદાન પર પવન વહેતા હતા, જેવાં અમરિકી ધરતીનાં અમી સીંચતી મીસીસીપીનાં પાણી વહેતાં હતાં તેવો આ અવાજ પણ અમરિકી જીવન જેટલો જૂનો વહેવા લાગ્યો.

પણ જીવનની લહેર જેવા એ અવાજને ગૂંગળાવવા સમાન હકના તહનામાના એ જ દેશ પર માલિકો જાલિમ બનવા લાગ્યા. શ્રમમાનવોને તેમનું સંગઠન ઘડવા અને પોતાના શ્રમનું મૂલ્ય નક્કી કરવાના હક્ક પર જુલ્મી કાયદાઓ ઘડવા લાગ્યા.

ત્યારે એ જ દેશના પાટનગર પર ત્યાંનો શ્રમમાનવ સમાન હક્કનામાને યાદ કરાવતો એકઠો થયો અને બોલ્યો, ' જો વેપારીઓ પોતાના માલની કિંમતો નક્કી કરી શકે, જો વકીલો પોતાની ફી અને ડૉકટરો પોતાની ફી નક્કી કરી શકે અને જો માલિકો પોતાના માલના ઢગલાની કિંમત નક્કી કરે તો અમે અમારા શ્રમનું મૂલ્ય નક્કી કેમ ન કરી શકીએ...અમને તેમ કરતાં મના કરનારો કાયદો ઘાતકી છે. '

અને એમના પર માલિકોની સરકારે ગોળીબાર કર્યા પણ એમણે સમાન હકનામાની બૂમ પાડીને મેના પહેલા દિવસને જગતભરમાં શ્રમમાનવોનો, આઝાદીનો, કચડાયલી જનતાનો મહાન પર્વદિન બનાવવા અમરિકી ધરતી પર પોતાના લોહીના બુંદ સીંચી દીધા

પણ પછી ૧૯૩૩ની સાલ પહેલાં અમરિકી અર્થકારણ આંધી પર ચઢી ચૂકયું હતું, ત્યારે એ મહાન દેશનો એક મહાન અમરિકન આગળ આવ્યો અને બોલ્યો, ' એ આપણી શરમ છે .. જો આપણા મહાન દેશની પ્રજાનાં લાખો માનવો પુષ્કળતા છતાં જીવનની જરૂરિયાતોથી વિમુખ બને તો .'

અને એણે ન્યુડીલનો આકાર અમરિકા પર ઉતાર્યો. નફા-

ખોર ઇજારદારોએ એની સામે કકળાટ કરી મૂક્યો. એના જીગરને જોખમમાં નાખતી ઇજારદાર ડોલર-દાનવોની જાસા-ચિઠ્ઠીઓને ફાડતો એ મહાન અમરિકી ત્યારે બોલ્યો, ' આપણા દેશની જનતા પર મુઠ્ઠીભર માલિકો આફત ઉતારી શકે તો તે આપણા લોકશાસનનો જ નિષેધ છે. આપણે તેને ન મિટાવી શકીએ તો તે આપણું નૈતિક પતન છે. એ પતન પામનાર માનવી માણસ નથી ઉંદર છે. જો આપણે કંઈ બીવાનું હોય તો બીકથી જ બીવાનું છે.' અને ત્યારે પતન પામતા દેશને ફ્રેંકલીન-ડી-રૂઝવેલ્ટે બચાવી લીધો.

આજે પાછી એથી ય બદતર આફત એ મહાન દેશ પર ઊતરી પડી. આર્થિક આંધી પર ચડેલો અમરિકી ડોલર-શાહીવાદ અમરિકી જનતાની ચામડી ઉતારતો, અમરિકી લોકની આઝદી કચડતો અમરિકી માનવહકનામાની હોળી કરતો, આખા યરોપ અને આખી દુનિયા પર જરકશાહનો કુહાડો વીંઝતો ઊતરી પડ્યો છે.

એ ડોલર-શાહીવાદનો આગેવાન ટ્રુમેન મહાન રૂઝવેલ્ટના આસનને ભ્રષ્ટ કરતો જગત જોગ બોલતો હતો. એના અવાજમાં કોઈ ન્યુડીલની યોજના નહોતી, અણુબોમ્બ હતો. એની જીભ પરથી આઝાદીનો કોઈ હરફ ખરતો નહોતો; મહાસંહારની બદબો બહેકતી હતી.

ત્યારે અંગ્રેજી શાહીવાદના નામીચા ચર્ચિલને સાંભળવો એ ફુલ્ટન મુકામે બેઠો હતો અને પછી એક વરસે અમરિકન કોંગ્રેસ-ની કારવાહીને ભ્રષ્ટ કરતો મહાન રૂઝવેલ્ટે વરસો સુધી એકઠો કરેલો લોકશાસનનો વારસો ફગાવી દેતો હતો અને સડેલા અંગ્રેજ શાહી-વાદને અપનાવતો યરોપ, આફ્રિકા અને એશિયા જીતવાની કારવાહી રજૂ કરતો હતો.

ત્યારે વોશિંગટનના ડોલર-દાનવો એના ગોઠિયા હતા, ત્યારે

ન્યુયૉર્કના સોનેરી શયતાનો એની વાહવા બોલતા હતા, ત્યારે શરોપરલરની પ્રતિક્રાન્તિનાં રજવાડા લોકસંહારની એણે દીધેલી તરવારો ઘસતાં હતાં, ત્યારે જગત-જનતા પર ઝઝૂમવા કાળા-બજારિયા, નફાખોરો તથા રજવાડી ગુંડાઓ લાખ ખંજરો હુલાવવા ટાંપી રહેતા હતા.

યાલ્ટા, પોટસડામ અને મોરક્કોનાં શાંતિતહનામાં એ અમરિકી જલ્લાદ ચીરતો હતો અને જગત-જનતા પર આફત બનીને આક્રમણ કરવા પહેલાં સોવિયટ સામેના વિગ્રહની વાત ઉચ્ચારતો હતો. અમરિકી શાહીવાદ દુનિયા પર પહેલી આડ અનાજમોરચા-ની કહેતો બગલમાં છુપાવેલી સગીન ધરતો જગત જીતવાની વાત-માં હિટલરે દાખવેલો એન્ટીકોમીનટર્નનો દાવ દાખવતો હતો.

એવો એ મહાન દેશનો પ્રપાત આરભાઈ ગયો. જ્યાં માનવ-સમાન હક્કનામાનો નાદ ગુંજતો હતો ત્યા જ ડોલર-શાહીવાદ અમરિકી બનાવટનો હાઈલ ક્રોલંમિયાનો ઉન્માદ બરાડી ઊઠયો. જ્યાં લોકશાહીનો પ્રકાશ ફોરતી મશાલ સળગતી હતી ત્યાં શયતા-નિયતની ખૂલતી અંધારી કરાડોમાંથી બેહાઈ ગયેલી કાળી ને ભૂખરી ટગલીઓ પાશવી પડછાયામાં અધર ઈ ઊઠી.

અને ત્યાં ડોલર-દાનવો બોલ્યા, 'અમે રાજકીય બન્યા છીએ, અમારું રાજકારણ આયુધોના મૂશળધાર વરસાવતું ભૂમધ્ય અને પાસિફિક પર ..પણ તે પહેલાં...પહેલા કોમ્યુનિસ્ટો પછી ટ્રેડ યુનિયનો પછી નીગ્રો...પછી યહુદીઓ...અને એ બધા માટે કાળી ને ભૂખરી ટગલીઓ...ખંજરો ને પિસ્તોલો, ડાયનેમાઈટ ને રાઈફલો, આગો અને અત્યાચારો...'

એમ અમરિકી ધરતી પર કાળા કાયદાઓ ઘડાવા લાગ્યા, કામદારો અને યહુદીઓ તથા નીગ્રો ઉપર અમરિકી શરમ જેવા ભૂતકાળના રેનકીન પિશાચો ભેખરાવા માંડ્યા. અમરિકી શયતા-

નિયત એ બધાને અન-અમરિકન કહીને તેમને દંડનાર અન-અમરિકન કમિટી ધડી રહી.

હલીફોર્ડ હીન નીમો હતો . હારલો શેપલી વૈજ્ઞાનિક હતો... એવાં અનેક નામોવાળા કથેવર ઉદેતી અમરિકી કરવતી ઘસાવા માંડી.

પેનીસીલવાનિયાનો ગવર્નર માનવંતો અરને બોલ્યો, 'અણુ-બોમ્બો સોવિયટ લોકનો સહાર કરવા વાપરવા જોઈએ. અમરિકી લશ્કરી ખાતાનો વડો બોલ્યો, 'સૌથી પહેલા કોમ્યુનિસ્ટોને વીંધી નાખવા જોઈએ અને તેમના હમદર્દોને કારાગારમા જકડી દેવા જોઈએ.'

અને ડોલર-ઈજારદારોની ખુશ્ખુશાલ મડળીમાં બેઠી રીકેન-બેકરે કહ્યુ, 'તમામ ઉદ્દામોને અને બહારના ક્રાન્તિકારીઓને દેશ-નિકાલ કરવા જોઈએ.'

અને આલાબામાનું મૂડીવાદી છાપુ જાહેર કરી રહ્યુ, 'કુ-ક્લક્ષ-ક્લાનમાં જુવાનોએ જોડાઈ જવુ જોઈએ '

એમ અમરિકી ધરતી પર નાઝી હેવાનોના પડછાયા અમ-રિકી, ચાયસેનો અને ક્રુપોની ડોલર ગુફાઓમાથી ડોમાયા એવા ડોલર-દાનવોની રીપબ્લીકન પારટીનું રાજકારણ, જેફરસન અને લીંકન, ડેગલાસ અને ડેબ્સની જીવનરેખાઓ અમરિકી ધરતી પરથી ભોતરી નાખવા માંડ્યુ એમ અમરિકી ધરતી પર ત્રીજા વિશ્વયુદ્ધના તાંડવ ખેલનારાં પૈશાચિક સત્ત્વો ખદ્દબદવા માડ્યાં.

એ હેવાનિયતના ભેરવો જેવા ટ્રુમેન અને વેડેમુર, માર્શલ અને બીરનીસ ડોલર-દાનવોના સોનેરી ચરુની આગ ફૂકતા હતા.

હેવાનિયત અને પૈશાચિકતાના એ ઊકળતા ચરુમાં પોતાની છબી જોતા ડોલર-દાનવો પરદેશો પર પ્રતિક્રાન્તિના પિશાચોને ઢંઢોળતા હતા. ગ્રીક જનતાનો સહાર કરતો અંગ્રેજી શાહીવાદ અમરિકી જલ્લાદના હાથમાં કુહાડો એનાયત કરતો હતો અમરિકી જલ્લાદો રજવાડાશાહી પર છત્ર ધરતા હતા ગ્રીક રેનકીનો અને

ખીલમો અમરિકી આશરામાં જાગી ઊઠતા હતા. સ્પેઈનનો ફ્રાંકો અભિનંદન મોકલતો હતો, જનતાને કારાગારી ઝનાનામાં જકડનાર ટરફીનો સરમુખત્યાર ટ્રુમેનને આલિંગનો જર્મન પશુની વીતી ગયેલી ટૂંકને ડોલર-દાનવોની સોડમાં ચૂમતો હતો.

તહેરાનનું તદનામુ ચીરતો ચાકી શાહીવાદ તેલ ઊલેચનો હતો, કોરિયા પર એ જ ડાકુ ફસી બન્યો હતો, ચીન પર એનો જ લશ્કરી રેખાઓ આંતરતો ચીની લોકનો સહાગ ઊજવતો દેશદ્રોહી ચાગની આગ પુકારતો હતો, જાપાનને એ જ ડોલર-શાહીવાદ પોતાના ઇજારવાદના ગજવામા ભરતો હતો, જર્મન યુદ્ધઉદ્યોગોની ભઠ્ઠીઓ ધીખતી કરતો ડોલર-શાહીવાદ મેશગમ બનીને બોલતો હતો, 'યાલ્ટા અને પોટસડામને બદલે રાષ્ટ્રસંઘે-મ્યુનિકે અમારી આ નવી યોજના અપનાવવી જોઈએ.'

એવી ટ્રુમેન-ડોકટ્રીન, એવી માર્શલ-યોજના, એવો અમરિકી યુગ ત્રીજા મહાસહારની બદબો ઓકતો માનવતાની શરમ જેવો આકાર ધરતો માનવભક્ષક તલફાની કરાડ બોલતો જાગી ઊઠચો.

સારે માનવજાતનો મહાઅપરાધી ટ્રુમેન ડોલર-દાનવોના ઊકળતા ચરુમાંથી આર્થિક આધીના આકારોમા ત્રીજા વિશ્વયુદ્ધની નોબત વગાડનો અને કોમ્યુનિસ્ટો તથા કામદારો સામે કાળા કાયદાનો કોલાહલ કરતો નીગ્રો પર લીન્ચીંગ અને યહુદીઓ પર દમન છોડતો બોલ્યો, 'કોંગ્રેસની ખાસ બેઠક બોલાવવાની મને કોઈ જરૂર દેખાતી નથી.'

અને અમરિકી ઇજારવાદના નામમા અમરિકી સરકારે મજદૂરોને કચડનારો, કામદારોના હડતાલ કરવાના હકને ગુનો ઠરાવનારો, કામદારોની હિલચાલ પગ ધા કરતો ટાફ્ટ-હાર્ટલી ધારો અમરિકી જનતા પર કાળો કાયદો બનીને ઘડાયો એ ધારાએ અમરિકી ફાસીવાદનો આરંભ પુકાર્યો એ કાળા કાયદાએ કામ-

દારને ગુનામ તરીકે જાહેર કર્યો. એ કાળા કાયદાએ અમરિકી આગે કૂચને બસો વરસ પાછી ઠેલવાનું આક્રમણ શરૂ કરી દીધું

અમરિકાના ડૉલર–દાનવોની એ યોજના અમરિકામાં જ લોકશાસનને, લોકસંગઠનોને અને જન–આંદોલનોને કચડવાની સાથોસાથ ટ્રુમેન સરકારની કારવાહી બનીને ત્રીજા વિશ્વયુદ્ધની અફવાઓ ઉચ્ચારતી હતી અણુબોમ્બના ઉત્પાદક વિભાગનો વડો મેજર જનરલ ગ્રોવઝ અને બીજા લશ્કરી વડાઓ સોવિયટને મુખ્ય દુશ્મન ગણાવતા અણુબોમ્બના યુદ્ધની આગાહી ખુલ્લી રીતે કરતા હતા. એવો અમરિકી શાહીવાદનો અણુયુદ્ધ–પ્રચાર ફાસીવાદી રીતરસમ પ્રમાણે ત્રાસવાદની હવા ફેલાવતો હતો.

એ સાથે જ ૧૯૪૬ના આરંભથી અન–અમરિકન કમિટીની કારવાહીએ જનતા પરના અનેક દમનોનો આરંભ કર્યો અમરિકન જનતાના નાગરિક સ્વાતંત્ર્યનાં તમામ સ્વરૂપો એક પછી એક ઊડાવવા લાગ્યાં

અમરિકી વ્યવહારનાં તમામ વહીવટી તંત્રોમાંથી પ્રચાર ખાતામાં પ્રગતિશીલ તમામ તત્ત્વોની સાફસૂફી શરૂ થઈ ગઈ જનતાનાં મશહૂર છાપાંઓ પર તવાઈ આવી જનતાનાં છાપાંઓના તંત્રીઓ પર કેસ શરૂ થયા, તેમાં એમેરેશિયાના તંત્રી જેફી અને મીચેલ પર લાંબો કેસ ચલાવ્યા પછી પણ કેસ ખોટો પુરવાર થતાં તેમને છોડી દેવા પડ્યા ત્યારે અમરિકી શાહીવાદનું દમનયંત્ર શરમિંદુ બનીને ખુલ્લું પડ્યું

પણ પછી એણે બેશરમ રીતે આઠ રેડિયો–ટીકાકારો પર મુકદ્દમા માંડ્યા અને ઘણાઓને બરતરફ કર્યા તથા કોલંબિયા બ્રોડકાસ્ટિંગ કંપનીએ અમરિકાભરમાં જાણીતા ટીકાકાર શીરેરને પણ બરતરફ કર્યો આખા અમરિકા પર રેડિયો–વિભાગની સાફસૂફી શરૂ થઈ ગઈ તથા સાથે સાથે હિટલરનો પ્રચાર કરનાર જાણીતા

બરલીન રેડિયોના ટીકાકાર ડોનાલ્ડ ડે–ને કારાગારમાંથી બિનશરતે મુક્ત કર્યો.

અને તરત જ અમરિકન–સોવિયટ મૈત્રીના સંગઠનની જાણીતી બનેલી નેશનલ કાઉન્સિલના પ્રમુખ લેમોન્ટ અને નિયામક મોરફોર્ડ પર કાઉન્સિલના બધા ખાનગી કાગળો સુપરત નહિ કરવાના ગુનાસર મુકદ્દમો મંડાયો. પછી તરત જ એન્ટીફાસિસ્ટ રેફ્યુજી કમિટીના સત્તર આગેવાન સભાસદો પર પણ પોતાના બધાં દફતર અન–અમરિકન કમિટીને નહિ સોંપી દેવાના આરોપસર કેસ શરૂ થયા. આ સત્તરમાં અમરિકાભરમા આગેવાન પ્રગતિશીલ તરીકે પંકાયલા હોવર્ડ ફાસ્ટ, પ્રોફેસર બ્રેડલી, મશહૂર પ્રકાશક ગ્લીસોન તથા શુમલીન, ડૉક્ટર બાર્સકી, ઓસસેન્ડ, મીનર, ટોલમાશ, ઑસટીઝ અને લાઈડર વગેરે મુખ્ય હતા.

પછી અમરિકી ઇજારવાદના દમનયંત્ર (અન–અમરિકન કમિટી)ની કારવાહી સિનેમાઉદ્યોગમાં પણ પેઠી હોલીવુડના કોઈ ચિત્રમાં પંકાયલુ 'સૉંગ ઑફ રશિયા' અને રૂસી જનજગના નિરૂપિત ચિત્રો જપ્ત થયાં તથા સોવિયટ–વિરોધી ચિત્રો શરૂ કરવાની હાલીવુડ પર અમરિકન ફાસીવાદની ફરજ લદાઈ હોલીવુડનો જગમશહૂર નટ ચાર્લી ચેપલીન દેશનિકાલ થયો. એવા જ બીજા મશહૂર નટ એડવર્ડ રોબિનસન તથા હોલીવુડના પ્રખ્યાત લેખક ડોરોથી પારકર પર હોલીવુડમા કૉમ્યુનિસ્ટ ચળવળ ચલાવવાના આરોપસર અન–અમરિકી કમિટીની અદાલતમા મુકદ્દમો મંડાયો.

એ સાથે સાથે જ અમરિકી શાહીવાદનાં દમનયંત્રો લશ્કરખાતામાં ફરી વળ્યા. અમરિકાના યુદ્ધમંત્રીએ ન ઇચ્છવા જોગ તમામ તત્ત્વોને લશ્કરમાંથી કારણ આપ્યા વિના હાંકી કાઢવાની સત્તાઓના હુકમો આપવા માંડ્યા યુદ્ધમંત્રી પેટરસને અમરિકાના એંશી જેટલા અમલદારો અને પંદરસો સૈનિકોને બે–દિનમાં

ભાગ લેવાના આરોપસર ગિરફતાર કરી તેમના પર કેસ માંડી દીધા અને રીઝર્વ કોર્પ્સમાંથી એ જ આરોપસર સેંકડોને હાંકી મૂકવાની તપાસ કરવા કમિશન નિમાયું

પછી તરત જ તાજેતરમા જ અમરિકી કામદાર જનતા પરની દમનો ' ડોમેસ્ટિક સીક્યુરીટી મેઝર્સ 'ના નામમા ઊતર્યો. એ પગલા નીચે કામદારોનાં યુનિયનોની હસ્તી જોખમમાં મુકાઈ. કામદાર આગેવાનો પર જુલ્મી મુકદ્દમા મંડાયા અમરિકી ઇજારવાદે ત્રીજા વિશ્વયુદ્ધને દુનિયાભરમાં સળગાવતા પહેલાં સગઠિત કામદારોની હરોળોને પોતાને લ્યા વિખેરી નાખવાનું આક્રમણ આરભ્યું.

અમરિકી કોંગ્રેસનાં બન્ને ગૃહોમાં કામદારો પરનો કાળો ધારો ટાફ્ટ-હાર્ટલી બિલ નામે પસાર થઈ ગયો જનરલ મોટર્સના ઇજારદારોએ મજૂરોના યુનિયનો કચડી નાખવા ૧૯૪૭ની સલ માટે એકસો મીલિયન ડોલરની સખાવત કરવાની જાહેરાત કરી અને બેશરમ બનેલો અમરિકી ઇજારવાદ પોતાની બની બેઠેલી ટ્રુમેન સરકારના યુદ્ધખાતામા હડતાલો તોડી પાડનારી ખાસ લશ્કરી ટુકડીઓ તૈયાર કરી રહ્યો. મહાન રૂઝવેલ્ટની કારકિર્દી પર અમરિકી શાહીવાદી આક્રમણખોર શરમ મૂકીને જનતા પર જલ્લાદ બનનારાઓની તાલીમ સરકારી ખાતામાં જ ખુલ્લી મૂકીને જગતના બજારમા બેશરમ ઊભો આ કારવાહી ૧૯૪૫થી જ શરૂ થઈ ચૂકી હતી.

અમરિકાના તમામ સસ્થાનોએ તાબડતોબ મજૂરો સામેના કાળા કાયદાઓ પસાર કરી દીધા. જગત જીતવા નીકળતા અમરિકી પિશાચનું આક્રમણ જગતજનતા પર તૂટી પડવાની તૈયારીમાં સૌથી પહેલુ અમરિકી જનતા પર ઊતરી ચૂકયુ.

એ ડોલર-શાહીવાદની સરકારના મજૂરમત્રી શ્વેલેનબાચે ૧૯૪૭ના માર્ચમા કોંગ્રેસના પ્રતિનિધિઓ પાસે કોમ્યુનિસ્ટ પક્ષને '

ગેરકાયદેસર કરવાની પરવાનગી માગી સ્કવેલેનબાશના આ ખુલ્લા એકરાર સાથે જ કોમ્યુનિસ્ટ પક્ષ પરનો પ્રચારવિરોધ ખુલ્લો મુકાયો. આક્ષેપો અને મુકદ્દમા શરૂ થયા અને સરકારના મજૂર-વિભાગમાથી કોમ્યુનિસ્ટો સાથે હમદર્દી હોવાના આરોપસર આઠ અમલદારોને બરતરફ કરવામા આવ્યા તથા તમામ કોમ્યુનિસ્ટોને સરકારી તંત્રમાથી હાકી કાઢવાની અને તમામ ટ્રેડ યુનિયનોમા તેમને હોદ્દા પરથી ઉઠાડી મૂકવાની કારવાહી શરૂ થઈ, તથા તે સિવાયના એકસો ને ચોનીસ આગેવાનો પર કોઈ પણ કેસ ચલાવ્યા વિના જ હદપારીના સરકારી ફરમાનો નીકળી ચૂક્યાં

અન–અમરિકન કમિટી તરફથી ૧૯૪૭ના માર્ચના ૩૧મા દિવસે કમિટીના મત્રી થોમસે એટોરની જનરલ કનાર્ક પર, કોમ્યુનિસ્ટ પક્ષ અને તેના હોદ્દેદારો પર મુકદ્દમો તૈયાર કરવાનો કાગળ લખ્યો અને તેની સરકારી છાપામાં પણ જાહેરાત કરી.

કોમ્યુનિસ્ટ પક્ષના સામાન્ય મત્રી યુજેન ડેનીસ પર જૂનની આખરમા મુકદ્દમો મંડાયો અને એ મુકદ્દમાના પહેલા સાક્ષી અન–અમરિકન કમિટીના મંત્રી ટોમસે કહ્યુ કે તેની પાસે કોમ્યુ-નિસ્ટો અને તેમના હમદર્દી અને બીજાઓ જેમના પર આરોપો છે તેવા દશલાખ નામ તૈયાર પડ્યાં છે.

દશલાખનું દમન કરવાનાં નામ તો અમરિકી શહીવાદ-ના દમનયંત્રમાં પરોવાઈ ગયાં હતાં એ દશલાખ પરના દમનોનો અમલ થાય તે દરમિયાન બીજા લાખો નામો એ દમનયત્રના રોલરો પર ચઢવાને લાયક બની જશે અને પછી શી ખબર આ ડોલર-દાનવોનો માનવભક્ષ આખી અમરિકી જનના નહિ બને તે!

આ દમનયત્રો, દમનધારાઓ અને અમરિકાની ધરતી પરથી પ્રગતિશીલતા અને લોકશાસનના નામનિશાનને દૂપી નાખવાની કારવાહી તો મહાન રૂઝવેલ્ટના પદને ભ્રષ્ટ કરનાર ટ્રુમેને માર્ચના

૨૨મા દિવસે પોતાના તરીકાને બિનવફાદાર તમામ કાર્યવાહકોને સરકારમાંથી બરતરફ કરી નાખવાનો ફતવો ઘડીને કરી દીધી હતી.

આ કાળોતરો વટહુકમ લઈને અમરિકી સરકારની પોલીસની છૂપી પોલીસની અને લઠિયાઓની ટોળકીઓ નીકળી પડી. એ વટહુકમનો ખૂની ભાગો, ગમે ત્યારે ગમે તેને 'બેવફા'નું બિરુદ આપીને ટિંગાવી શકે તેમ હતું. એમ ખાલી પડતી અનેક જગાઓ પૂરવા નવી ટોળકીઓ તાલીમ લેવા માંડી હતી. અંદરની સાફસૂફી શરૂ થઈ અને સરકારી તંત્રમાં કામ કરતા તેત્રીસ લાખ કાર્યવાહકો ટ્રુમેનની 'બેવફા' નામની તરવારો પોતા પર તૂટવાની પળની રાહ જોઈ રહ્યા. સરકારી તંત્રમાથી જરા જેટલી પણ પ્રગતિશીનતા કે લોકશાહી વલણનો જેમણે ગુનો કર્યો હોય તે ઘેર બેસવા લાગ્યા અને પ્રતિક્રાન્તિનાં પ્રમાણપત્રો દ્વારા નવા ઓળા વહીવટમાં ગોઠવાવા લાગ્યા. એ અમલ માટે ટ્રુમેને આ વટહુકમની સાથે સાથે જ નવી તાલીમ માટે ૨૪,૯૦૦૦,૦૦૦ ડોલર પહેલેથી મંજૂર કરાવી દીધા હતા.

વિશ્વશાંતિ માટેના રાષ્ટ્રસંઘ (યુનો)માં આગેવાન અમરિકા વિપરીત દશા તરફ દોડી રહ્યું. જગતશાંતિનાં તહનામાં ચીરતો અમરિકી શાહીવાદ લોકશાસન અને આંતરરાષ્ટ્રીય શાંતિ જાળવવાનો પ્રયોગ અમરિકા સમક્ષ ખુલ્લો મૂકી રહ્યો એ પ્રયોગ તો જર્મની અને જાપાને પણ માણી જોયો હતો. એ પ્રયોગની પૈશાચિક ઘટના ઘડતાં એણે પણ કહ્યું હતું કે જગતમાં શાંતિ સ્થાપવા અમારે આખી દુનિયા પર જર્મન નવી રચના સ્થાપવી જોઈશે. આજે ડોલર-દાનવો પણ રાષ્ટ્રસંઘમાં પોટસડામ અને યાલ્ટાનાં તહનામાં ચીરી નાખીને, એટલાન્ટિક ચાર્ટરને કચડી નાખીને આજે અમરિકી રચનાની શાંતિ જગત પર લાદવા એટોરની જનરલને અમરિકાભરમાંથી કોઈ પણ ઇસમને કાળી

યાદીમાં ઉમેરવાની અને તેને ખેવફા કે ' અન-અમરિકન ' કહીને હદપાર કરવાની કે કારાગારમાં જકડવાની સત્તા સુપરત કરતા હતા.

એ રીતે ડોલર-ઇજારવાદી શાહીવાદના રાજકારણવાળી રીપબ્લીકન પાર્ટીની સરકારે દુનિયા જીતવા માટેના પહેલા પગલા તરીકે પોતાને ત્યાંની જનતા પરના પ્રહારો આરંભી દીધા. ટ્રૂમેન-ડોક્ટ્રીનનો આરંભ થઈ ચૂક્યો. ગ્લોબલ વૉરની અમરિકી ઘેલછા અમરિકી જનતા પરના આક્રમણથી આરંભાઈ.

આખો અમરિકી શાસક સમાજ જનતાની હિલચાલ પર, જનતાના કોઈ પણ આવિષ્કાર પર અગાઉથી જ કોલાહલ કરતો યુદ્ધ માગી ઊઠયો. જનતાના કંઠ પર અમરિકી પ્રતિક્રાન્તિના ફાંસા ફરવા માંડ્યા એડગર હુવરે કૉમ્યુનિસ્ટો ઉપર કારમો હલ્લો શરૂ કર્યો. એડગર હુવરનો નામચીન બનેલો કાળો ધારો આખા અમરિકાના એકેએક પ્રગતિના અવાજને રૂંધી રહ્યો. ઉદાર મતવાદ માટે પણ એથી અમરિકી ધરતી પર આસન ન રહ્યું. મેથ્યુ વેલ, હોલીવુડમાંથી પ્રગતિના અંકુરો ચૂંટી નાખવા ઊતરી પડ્યો. યુદ્ધ-ખાતાએ વિદ્યાપીઠમાંથી અર્થકારણના ગ્રંથોને જપ્ત કરવા માંડ્યા. ન્યુમાસીસ અને ડેઈલી વર્કર નામનાં જનતાનાં અખબારો પર આફત આવી.

પ્રતિક્રાન્તિનો હિટલર-પડછાયો અમરિકી ઇજારવાદને સાંપડવા માંડ્યો. જાણે જનતાનો સંહાર માગનારા સત્ત્વો અંધારી ગુફામાં-થી ડોકાવા લાગ્યાં. જાણે પુસ્તકો સળગાવનારાના કાળોલરા પડછાયા પાછા અમરિકાના ઇજારવાદમાંથી ઊઠવા માંડ્યા.

એક અન-અમરિકન કમિટી નિમાઈ ગઈ અને ઇજારવાદના રાજકારણને અનુગમતા કોઈના પર અન-અમરિકન હોવાનો આરોપ ઊતરવા માંડ્યો. અમરિકી ઇજારવાદે જગત જીતવા નીકળવા પહેલાં અમરિકી ધરતી પરથી પ્રગતિના તમામ અંકુરોને ઉખેડી નાખીને

ડૉલર-દાનવોના સંગ્રામરથની સડકો બાંધવા હિટલરે દાખવેલાં દમન રોલરો ફેરવવા માંડ્યાં

અન-અમરિકન કમિટીની ચુગાલના ફરતા ફાંસાઓ ડૉલર દાનવોની કરોળિયાની જાળોના તંતુઓ વણવા માંડ્યા એમાં મશહૂર જર્મન ક્રાન્તિકાર આઇસ્લર ઝડપાયો મધરાતે એનાં કમાડ ઠોકાયાં અને એની પથારીમાંથી પેલા એને ઉપાડી ગયા કામદાર-વિરોધી, નિગ્રો-વિરોધી, યહૂદી-વિરોધી, પ્રગતિશીલ-વિરોધી ઝેર ફૂંકતી એ અમરિકી ડાકુઓની કમિટી સાફસૂફી કરવા મંડી પડી.

અમરિકી માનસ પર, શરીર પર, એકેએક હિલચાલ પર અમરિકી વિગ્રહખોરની કાંટાની આડો નખાવા લાગી અન-અમરિકન કમિટીની કારવાહીએ એક પછી એકને ઝડપી લેવાના નામોમાં હેનરી વેલેસ, ઇલીનોર રૂઝવેલ્ટ, હારોલ્ડ, ઇકસ, કામદાર યુનિયનોના તમામ આગેવાનો, માર્શલફીલ્ડ, આરચીબોલ્ડ, મેમ્બીથ, મેરી, મેકલીશ, સીડની હિલમેન, હારલો શેપલી વગેરેને યાદ કરી લીધા એ હરોળમાં આખો કોમ્યુનિસ્ટ પક્ષ ઉમેરાઈ ગયો.

અમરિકી સંસ્કારને પાછો ફાસીવાદી ઉરાંગઉટાંગ ભેખડની બખોલમાં ધસડવા લાગ્યો અમરિકી મિત્ર ઑફ શાઈસ્સને ડૉલર-દાનવ કાદવમાં રગદોળી ગયો પાછો શાહીવાદનો અમરિકી પશુ મોતનાં કારખાના ચલાવવાના પાયા ખોદી રહ્યો.

એ રીતે એ મહાન દેશના માનવમાત્ર સમાનના હકનામાને અને એ હકનામાના મહાન પ્રમુખ વૉશિંગટનની પ્રતિમા પર ડૉલર-શાહીવાદનો પ્રમુખ કાળા ધબ્બા કરતી પીંછી લઈને બેસી ગયો.

મહાન રૂઝવેલ્ટની લોકશાહીની કારકિર્દી પર, એ મહાન પ્રમુખની કબર હજુ તો લીલી પડી છે ત્યાં એ કબરને ખોદી નાખતો અને અંદર પુરાયલી યાદની માટીને ઉખેડીને સમુદ્રોના-તળિયે ભંડારી દેવા મથતો અમરિકી શાહીવાદ[illegible]મે લાગી ગયો.

અને એ મહાન પ્રમુખે ફાસીવાદના કારણોનો નાશ કરી લોકશાહી રચનાઓ પર નૂતન જગત રચવાનાં ઘડેલાં બધાં તહનામાં કચડી નાખનારો ડોલર–દાનવ આખી દુનિયા પર ફરી વાર જગત-અવામનાં કરોડો દીકરા–દીકરીઓના અગણિત એક પલ્લામા ગોઠવી, બીજા પલ્લામાં પોતાના સોનેરી સિક્કાઓની નફાખોરીને ગોઠવતો નવા વિશ્વયુદ્ધની ભૂમનગણુ કરી રહ્યો અને આખી દુનિયાના પ્રત્યાઘાતીઓને, પછાતોને, ધર્માંધોને અને સોવિએટ–વિરોધીઓને ગમી જાય તેવી ભાષા બોલવા માંડ્યો, ' અમે તો સોવિયટ પ્રદેશ પરથી આવતા આક્રમણને ખાળવા આ બધી તૈયારીઓ કરીએ છીએ.'

સોવિયટ પ્રદેશ પરથી આક્રમણ આવતું હતુ ? હજારો માઈલ આડા પડેલા સ્થળ અને જળમાર્ગો વટાવીને પર્વતો અને રણો ટપી જઈને સોવિયટ પરથી અણુબોમ્બો ભરીને બોમ્બરો આવતાં હતાં ? લશ્કરો લાદીને જહાજો ધસતા હતાં ?

એવી તો કોઈ હકીકત હતી જ નહિ.

તો સોવિયટ પરથી શાનું આક્રમણ આવતું હતુ ? સોવિયટ દેશે તો યુદ્ધનું અંદાજપત્રક અર્ધુ કાપી નાખ્યુ હતુ. સોવિયટ દેશે તો શાંતિના ઉદ્યોગની ઘટનાઓ ઘડીને જનતાનાં ધણીપાણી અને જીવનસાધનો ઉપજાવવા તથા ખંડિયેર બની ગયેલા નગરોને ફરી બાંધવાનાં આયોજનો અમલી બનાવવા માંડ્યાં હતાં.

સોવિયટ પરથી એ જ આવતુ હતું જીવનઘટનાની શાંતિ-યોજનાઓ આ વિગ્રહખોર ડોલર-ડાકુઓને ખુલ્લા પાડતી હતી. સોવિયટની હસ્તી જ આ જગત જીતવા નીકળનારા આધાતાઓને પડકારરૂપ હતી. સોવિયટ પરથી જ જગતભરના જાલિમોને ફારવા-ની રણખજરી વાગ્યા કરતી હતી. સારે ૧૮૪૮ના ફેબ્રુઆરી-માં કાર્લમાર્કસે મૂડીવાદી જૂતાવાળાને દીધેલું જાહેરનામું આજે જગત-જનતાનું શ્રમમાનવ-સંગઠન બન્યું હતુ.

એટલે આ મૂડીવાદી કૂવાઓના મંડૂકો કિકિયારી કરી ઊઠયા હતા, ' અમે સોવિયટ પર જઈએ છીએ.'

હિટલર–મુસોલીની બીજું શું કહેતા હતા ?

અમરિકી શાહીવાદ સોવિયટ પર જવાનો રસ્તો બાંધતો હતો. હિટલર–મુસોલીનીએ પણ એ રસ્તો બાંધી જોયો હતો.

અમરિકા એ જ રસ્તાઓ બાંધવા શાહીવાદની આંધી પર ચઢતું હતું. પણ એથી જ એને અમરિકી જનતાની છાતી પર સૌથી પહેલાં ઓથાર બનવું પડતું હતું. એથી એને કાળા કાયદાઓ, કારાગારો, દમનયંત્રો, યાતનાગારો અને ગુંડાઓની કાળી ભૂખરી ટોળકીઓ બાંધવી પડતી હતી.

સોવિયટ પર ચઢનારાં હિટલર–મુસોલીનીને પણ એ જ કરવું પડ્યું હતું.

એટલે જ અમરિકી શાહીવાદ એક કે બીજી યોજના ઘડીને એક કે બીજા દેશમાં કાળોતરા ઓળા મોકલતો હતો. ષડયંત્રો ઘડતો હતો. અત્યાચારોને જનતાનાં ખૂન પાઈને જગાડતો હતો. જનસમૂહની કતલો યોજતો હતો. પ્રગતિશીલતાને પીડતો હતો.

સોવિયટ પર ચઢનારી જંગલિયતનો એ જ જૂનો તરીકો હતો. હિટલર-મુસોલીનીએ એ તરીકાનો તાક કાઢયો હતો, અને અમરિકી બર્બરો એ જ ઉચ્ચાર અને એ જ આચાર આરંભતા હતા.

## પ્રકરણ દસમું

# કોઈ પણ ચૂપ રહી શકે નહિ

ત્યારે મહાન દેશનું પતન દેખતા અવાજો ચિત્કાર કરી ઊઠ્યા. ત્યારે સરકાર, ઉદાર મતવાદ અને પ્રગતિશીલતાનો અવાજ



ડૉલર-દાનવોની સહાગ્યોજનાઓને થભી જવા પડકારી ઊઠયો.

'હું શાંત રહી શકું જ નહિ' બોલતો 'ન્યુયૉર્ક પીપલ્સ વૈરટરન ઓર્ડર'નો જગમશહૂર લેખક પ્રમુખ આલ્બર્ટ કાહ્ન બૂમ પાડી ઊઠયો એણે અન-અમરિકન કમિટીના પ્રમુખ પારનેલ થોમસને મોટું પરિપત્ર મોકલીને કહ્યું 'વિશ્વશાંતિ સામેનું આ તો કાવતરું છે.'

અને એ કાવતરામાં પહેલો સપડાયલો આઈસ્લર કારાગાર-માંથી બોલી ઊઠયો 'હું જર્મની જતો હતો. આ વખતે હું મારા દેશના કોઈ ગામ કે નગરમાં હોવો જોઈતો હતો હું ત્યાં હોત તો સમાજવાદી એકતાપક્ષનો સભ્ય હોત ..હું ત્યાં હોત તો જર્મન જનતાને અમરિકી બજારનાદની આક્રમક યોજના સમજાવી શક્યો હોત મારો કયો ગુનો છે કે મને કારાગારમાં રખાયો છે? મે કામ કરો માટે કોઈ કાળો કાયદો કર્યો નથી, ગુંડાઓની સંસ્થાઓને કાયદેસર બનાવી નથી.. મે માલના ભાવનું નિયમન ઉઠાવી લીધું નથી.. મેં મજૂરની રોજી પર કાપ મૂક્યો નથી કે ગ્રીસ કે ઇન્ડોનેશિયાની જનતાના સંહારમાં સંતોષ અનુભવ્યો નથી ..પણ જે ડૉલર-દાનવો આ બધું કરે છે તેમણે એ બધાની સામે શબ્દ ફેંકવા માટે મને ગુનેગાર ગણ્યો છે.'

અને અમરિકી લોકજનતાનો મશહૂર લેખક હોવર્ડ ફાસ્ટ અમરિકી જનતાજોગ સાદ દઈ રહ્યો, 'કોઈ શાંત રહો નહિ .. કોઈ શાંત રહી શકે નહિ જ્યારે આખી દુનિયાની માનવતાનો સંહાર કરવા ડૉલર-દાનવો બહાર પડે ત્યારે એ ભયથી કોઈ નર, કોઈ નારીએ શાંત રહેવું ન ઘટે.

'આપણે ભયાકુલ થવાની ના પાડો. ભય આવે ત્યારે ખૂણે-ખાંચરે લપાઈ જવાની ક્ષુદ્ર જીવજંતુની ટેવ આપણને પાલવવાની નથી. ફાસીવાદ સામે શાંતિ રાખીને આપણે બચી શકવાનાં નથી.

આજે જેમાં માનવના માને છે અને જેનું માનવજાતે મૂલ્ય આંક્યું છે તે બધા પર અમરિકી ઇજારવાદ આફત બનીને ઊતરે છે.

'ત્યારે આ સમય ખોટા વિવેકનો નથી પણ હિંમત દાખવવાનો છે આજે સૌની–માનવમાત્રની ફરજ હિંમતથી અને તાકાતથી અમરિકી પિશાચ સામે અવાજ ઉઠાવવાની છે.

'પણ અમરિકી જનતાના અને જગત–જનતાના દુશ્મનો ડૉલર–દાનવો અમરિકન કયા છે? એમનો દેશ તો ભૂતકાળના ડાકુઓની ગુફાઓ છે, કાવતરાનાં ભંડારિયા છે.

'આપણો દેશ અમરિકા દેશ આજે છે તેવા ભયમાં ક્યારે પણ હતો નહિ ત્યારે જે અમરિકન શાંત રહી શકે તે પામર સિવાય બીજું શું હોઈ શકે!'

એવો સાચા અમરિકાનો સાચો માનવ ડૉલર–દાનવોની હેવાનિયત સામે અવાજ ઉઠાવી રહ્યો સાચા અમરિકાનો અવાજ...' મહાન દેશની મહાન જનતાનો અવાજ...જે અવાજે માનવતાના ઇતિહાસમાં આઝાદી, લોકશાસન અને સમાન માનવહક્કના પહેલા શબ્દો લખ્યા હતા...તે બિલ ઓફ રાઈટ્સને અમરિકી ધરતી પર ઘૂંટનાર જનતાનો અવાજ જાગતો હતો

એ અવાજને કોંગ્રેસના નામને કલંકિત કરનાર કોંગ્રેસોની બધી કારકિર્દી પર ધૂળ ઉરાડનાર, આ જ દેશનો પ્રમુખ રૂંધતો હતો. એ પ્રમુખે રૂઝવેલ્ટના વારસાને નકાર્યો હતો, રૂઝવેલ્ટની રીતરસમને નાકામિયાબ કરી હતી અને લોકશાસનને લાંછન લગાડી એણે જ કરોડો માનવોનો સંહાર કરનારી રણખંજરી વગાડી હતી.

પણ ત્યારે એ જ અમરિકી જનતાનો કોમ્યુનિસ્ટ પક્ષ ડૉલર–દાનવોની ચૂડમાંથી હ્રદયમાંથી ઊઠતો અવાજ ઉઠાવતો પોતાને ગેરકાયદેસર કરનાર કાળા ધારાઓ સામે ફરિયાદ બોલતો હતો. અમરિકી કોમ્યુનિસ્ટ પક્ષના સામાન્ય મંત્રી યુજેન ડેનીસે ૧૯૪૭ના

માર્ચની ૨૬મી તારીખે અ-અમરિકન કમિટી સામે પોતાનો અવાજ અમરિકી લોકશાસન સામેના શાહીવાદના કાવતરાને ખુલ્લું કરતો રજૂ કર્યો. એ રજૂઆતે અમરિકન જનતામાં નવો સળવળાટ શરૂ કરી દીધો.

એને સાંભળવાની મના કરનાર અમરિકી ઇજારવાદની જાલિમ ઘટના જેવી અન-અમરિકન કમિટીના માથા પરથી ધૂમતો એ અવાજ જનતાના પુણ્યપ્રકોપ જેવો સળગી ઊઠ્યો કે, 'હું યુજેન ડેનીસ અમરિકન કોમ્યુનિસ્ટ પક્ષનો સામાન્ય મંત્રી, રેનકીન બિલ તથા શેપાર્ડ બિલનો વિરોધ કરું છું. હું અમરિકન જનતામાંથી કોઈને પણ કોમ્યુનિસ્ટ બનતાં અટકાવતા તથા કોમ્યુનિસ્ટ પક્ષને એક રાજકીય પક્ષ તરીકે ગેરકાયદેસર કરતા એ કાળા કૃત્યોનો વિરોધ કરું છું.

'એમ કરતાં હું અમરિકાના રાજબંધારણનો તથા બિલ ઓફ રાઈટ્સનો બચાવ પેશ કરું છું કારણકે આ દમનધારાઓ અમરિકાના બંધારણને અને 'બિલ ઓફ રાઈટ્સ'ને નકારે છે. આ કાળા કાયદાઓ અમરિકાની પ્રચલિત લોકશાહી પ્રથાનો ઘાત કરે છે તથા આજે સરકાર બનેલો રાજકીય પક્ષ બીજા રાજકીય પક્ષોના કાર્યક્રમોને નાબૂદ કરે છે અને મારા રાષ્ટ્રના ભવ્ય નામને ભ્રષ્ટ કરે છે તથા સંયુક્ત રાષ્ટ્રસંઘને પડકારીને મારા મહાન રાષ્ટ્રની લોકશાંતિને કચડે છે અને વિશ્વશાંતિને જોખમાવે છે.

'રેનકીન બિલ કોમ્યુનિસ્ટોના મૂળભૂત હક્કોને કચડીને અટક્તું નથી પણ એ બિલ કોમ્યુનિસ્ટો ઉપરાંત તેમના તમામ હમદર્દોને કોઈ પણ જાહેર સેવાના કોઈ પણ સ્થાન માટેની ઉમેદવારી કરવાનો નિષેધ કરે છે તથા તેના નામને બેલટમાંથી રદ કરીને તેને કારાગારનો વાસ સુપરત કરે છે.

'રેનકીન બિલ ચૂંટણી માટેનો કોઈ પણ ઉમેદવાર જો

ટ્રેડ-યુનિયન સાથે હમદર્દી ધરાવે કે કામદારોના હક્કોવાળા વેગનર એકટની તરફદારી કરે અથવા કોમ્યુનિસ્ટ પક્ષના કાર્યક્રમને અપનાવતો હોય તો તેનું નામ ઉમેદવાર તરીકે રદ કરે છે તથા નીગ્રોના કોઈ પણ ઉમેદવારને અથવા તેના હમદર્દને દૂર કરી શકે છે. એ ઉપરાંત એ કાળો કાયદો મહાન રૂઝવેલ્ટના શાંતિના કાર્યક્રમમાં તથા અમેરિકન-સોવિયટ મિત્રાચારીમાં માનનાર કોઈને પણ દૂર કરી શકે છે

'એ કાળુ બિલ કોમ્યુનિસ્ટ પાર્ટીને ગેરકાયદેસર બનાવે છે તથા એ પક્ષનું નામ કે રૂપ હવે પછી બદલવામાં આવે તો તેવા સંગઠનને પણ ગેરકાયદેસર કરે છે એનો અર્થ એ થયો કે કોમ્યુનિસ્ટ પક્ષને ગેરકાયદેસર કર્યા પછી બીજી કોઈ પણ અનુગામી નવા પક્ષને નવો કોમ્યુનિસ્ટ પક્ષ કહીને તે ગેરકાયદેસર જાહેર કરી શકે છે.

'જ્યાંથી જુઓ ત્યાંથી આ રેનકીન બિલ ૧૯૪૮માં આવતી નવી ચૂંટણીમાં અમેરિકી ઇજારવાદના રીપબ્લીક પક્ષને જ સરકાર બનાવવાનું લોકવિરોધી કાવતરુ રજૂ કરે છે અને દેશ પર શાહીવાદી સરમુખત્યારીનો પડછાયો પાથરે છે.

'એ લોકવિરોધી દમનધારો અમેરિકનોના મન પર પણ પોતાનો ફાંસો પરોવતાં કહે છે કે, કોમ્યુનિઝમ અથવા કોમ્યુનિસ્ટ વિચારસરણી તરફ સહાનુભૂતિનો ભાવ ધરાવવો તે ગેરકાયદેસર ગણાશે આ ધારા પ્રમાણે એ વિચારસરણી તરફનો ભાવ ધરાવવા માટે કોઈ પણ શિક્ષક, વકીલ કે લેખકને પણ તેવા ભાવ માટે દશહજાર ડોલરનો દંડ ચૂકવવો પડશે અને દશ વરસ અમેરિકી કારાગારમાં જકડાવું પડશે

'તમે પૂછો છો કે અમેરિકી શાહીવાદને આટલુ બધુ કેમ કરવુ પડે છે? રેનકીન બિલનો રખવાળ તેનો જવાબ દે છે કે

એ જ રીતે દરેક અમરિકન સ્ત્રી-પુરુષના મનની ઝડતી લેવાથી જ અને દિલની તપાસ કરવાથી જ તેમાં છુપાયલા કોમ્યુનિસ્ટોને બહાર કાઢી શકાય.

'અમરિકાની જનતામાંથી, જનતાના રાજકારણનું રક્ષણ કરતા ઊગેલા કોમ્યુનિસ્ટ પક્ષના સિત્તેર હજાર સભાસદો અને તેમના લાખો હમદર્દો તથા લાખો લડાયકો જેમના પર અમરિકી મૂડીવાદે આ કાળો કાયદો કોંગ્રેસમાં રજૂ કર્યો છે તેમના વતી હું તેમની કારકિર્દીનો પરિચય દેતાં મગરૂર બનું છું કે;

'શાંતિ અને યુદ્ધના સમયોમાં અમે કોમ્યુનિસ્ટો અમારા દેશના, અમારી કામદાર જનતાના અને અમરિકન સમસ્ત લોકના પક્ષમાં જમીનમાં પગ રોપીને લડતા રહ્યા છીએ અને અમારી એ લોકહિલચાલમાંથી અમે અમારી પ્રેરણા લીધી છે, અમારી ક્રાન્તિકારી પ્રથા બાંધી છે તથા અમારી તાલીમ અને સંગઠન ઘડ્યાં છે.

'અમે સોવિયટના એજન્ટો છીએ, એમ કહેનાર ભૂલી જાય છે કે જ્યારે સોવિયટ યુનિયનનું અસ્તિત્વ જ નહોતું ત્યારે પણ અહીં માર્કસવાદીઓ હતા. લીંકન સામે જ્યારે ગુલામોના માલિકોએ બળવો કર્યો ત્યારે અમારા એ પ્રાચીન કોમ્યુનિસ્ટોએ લીંકનના પક્ષમાં રહીને લડતાં લડતાં જાન કુરબાન કર્યા હતા અને લીંકનના લોકલશ્કરમાં કોમ્યુનિસ્ટ વેડમેયર કર્નલ હતો.

'જ્યારે રશિયામાં ઝારો રાજ્ય કરતા હતા ત્યારે આપણા અમરિકામાં કામદાર જનતાને સંગઠિત કરતા કોમ્યુનિસ્ટો યુજેન ડેબ્સ, બીગમીલ, હેવુડ, જોકજોનસ્ટન અને વિલિયમ ફોસ્ટરની આગેવાની નીચે અમરિકન ફેડરેશન ઑફ લેબરનો પાયો નાખતા હતા.

'કોમ્યુનિસ્ટ પક્ષનો જન્મદાતા તો મૂડીવાદી કમઠાણમાં શોષણ પામતો કામદાર-સમુદાય છે.

'અને અમરિકન સ્વદેશભક્તિ અને કામદારોના આંતરરાષ્ટ્રીય

–વાદ વચ્ચે કશો તફાવત નથી. ઉદ્યોગવાદે અને વિજ્ઞાને દુનિયાને એક દુનિયા બનાવી છે. એ એક દુનિયામાં બધી પ્રજાઓ અને બધાં મનુષ્યો વિભાગો છે તેમાં અમે કોમ્યુનિસ્ટો દેશેદેશનાં કામદારો અને જનતાનાં હમદર્દો છીએ.

'અમારો વર્ગીય ઉગમ કામદાર–જનતામાંથી છે અને અબ્રહામ લીંકનના શબ્દોમાં કહું તો અમે અમેરિકન કોમ્યુનિસ્ટો માનીએ છીએ કે—

"કુટુંબની બહાર માનવસ્હાનુભૂતિની સૌથી વધારે મજબૂત કડી, તમામ પ્રજાઓનાં, તમામ ભાષાઓ બોલતાં શ્રમમાનવોને એક કરનારી છે.'

'માર્કસવાદનું વિજ્ઞાન, અમારા એકેએક દેશના કોમ્યુનિસ્ટો સાથે પ્રખર બંધુભાવ ઘડે છે. અને જીવનના કોઈ પણ વિભાગના વૈજ્ઞાનિકો એ બંધુભાવને પિછાણે છે તથા સમજે છે કે આજના જીવનવિજ્ઞાનના વ્યક્તિકરોમાં દરેકમાં સમસ્ત વિજ્ઞાન મૂર્તિમાન બને છે.

'એ જ રીતે અમારું માર્કસવાદીઓનું વિજ્ઞાન માનવ-સમાજની પ્રગતિનાં વિજ્ઞાનનું છે તથા માનવસમાજે પ્રાથમિક દશાથી માંડીને તે સમાજવાદી જીવનઘડના સુધીમાં જે આગેકૂચ કરી છે તેમાં જીવનનું વિજ્ઞાન અસંગ ભીનું છે તથા પુરવાર કરે છે કે કામદારજનતા વૈજ્ઞાનિક સમાજવાદી ભાન સાથે વ્યવહાર કરીને માનવસમાજ–ઘટનાની પ્રગતિને ખૂબ મદદ કરી શકે છે.

'આજે સાત વરસથી કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ સાથે અમારે બંધારણીય સંબંધ નથી. કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલે સ્વેચ્છાએ પોતાની જાતને વિખેરી નાખી તેને આજે ચાર વરસ થઈ ગયાં છે. પણ ગમે ત્યારે પણ અમે અમારા આંતરરાષ્ટ્રીય સંબંધો અને નિર્ણયો જાહેર કર્યાં છે. અમે સાતમી કોંગ્રેસના ૧૯૩૫ના અધિ-

નેશનના આંતરરાષ્ટ્રીયના દગ લેને જગજાહેર રીતે રજૂ કર્યાં છે. ત્યારે આંતરરાષ્ટ્રીયનો પ્રમુખ બલ્ગેરિયાનો નરવીર ડીમીટ્રોફ હતો અને ફાસીવાદ સામે લડત કરવાની આંતરરાષ્ટ્રીયની કારવાહીને દોરતો હતો. અમે પણ તેમાં ભાગ લીધો હતો, અમે ત્યાં ફાસીવાદ-વિરોધી યોદ્ધાઓ સાથે અનુભવોની આપલે કરી હતી એ જો અપરાધ હતો તો મિ. એડગર હુવરે ત્યારે અમારી સામે કેમ પગલાં લીધા નહિ ?

'ત્યારે મિ. હુવર કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ વિષે સમજતા નહોતા ? તો આજે પોતે શું વધારે સમજ્યા છે ? આજે એ અને એમના ગોઠિયાઓ અમારી સામે કોઈ મોટી શોધખોળ કરી રહ્યા છે.

'ત્યારે પણ ૧૯૨૦માં એ જ એડગર હુવરે હજારો કોમ્યુનિસ્ટોની ધરપકડ કરાવી હતી પણ એ 'પાલમરરેઈડ' નામે નામચીન બનેલી એ ધરપકડોનો વડો પોતે જ મજબૂર થઈને બોલ્યો હતો કે, 'કોમ્યુનિસ્ટોએ આપણા દેશનો એકે કાંકરો તોડ્યો નથી'

'પણ તો ય આજે અમરિકી પ્રતિક્રાન્તિના કાફલામાં એડગર-હુવર, એટોરની જનરલ કલાર્ક, લીજિયન કમાન્ડર ગ્રીફી O, કોંગ્રેસમેન રેનકીન અને થોમસ વગેરે કોમ્યુનિસ્ટ માનસમાં ડૂબકી દઈને કયા ગેરકાયદેસર વિચારો શોધી કાઢવા મથી રહ્યા છે ?

'પણ અમારાં કાર્યો તેમની સામે સાબિતી આપતાં આખા દેશ પર પથરાયલા પડ્યાં છે અમારા આરંભથી અમરિકી દેશની અમરિકી જનતાના હિતમાં અમારો વ્યવહાર લખાયલો પડ્યો છે સ્પેઈનની ધરતી પર અમારી જીવનઝરમર ફાસીવાદ સામેની લડાઈમાં પથરાઈ છે. ચીનમાં જાપાની ફાસીવાદ સામે લડતાં અમારાં કલેવરોએ પ્રાણ ફના કર્યાં છે યુરોપિયા પરના ફાસીવાદી આક્રમણ સામે ક્રોધનો અમારો અવાજ હજુ તાજો જ છે ધરીના

આક્રમણખોરોની ખુશીખુશામત કરતા ચેમ્બરલેન અને દલાદિયર પર અને ક્રોકરબ્રાહકિન્સ લોકોને વેચી ખાતા મ્યુનિકના અપરાધીઓ પર સૌથી પહેલાં અમે ધિક્કાર ફટકાર્યો હતો.

'અને આજે યાલ્ટા અને પોટસડામનાં શાંતિ-કરનામાંનો અમલ માગનાર અમે એકલા નથી કરોડો લોકો જેઓ કોમ્યુનિસ્ટ નથી તે પણ આજે જાણે છે કે આપણે ત્યાંની ડ્યુ-પોન્ટ, સ્ટેન્ડર્ડ ઓઈલ, જનરલ ઈલેકટ્રીક, વેસ્ટીંગહાઉસ જેવી કારટેલોએ જર્મન ફાસીવાદને આયુધોથી સજ્યો હતો આજે એવાં લાખો ને કરોડો માનવો અમારી જેમ જ અમેરિકી ઈજારાવાદને ફરી વાર માનવસંહારનાં આયુધો સજવાને, સજાવવાને મના કરે છે

'એવાં લાખો ને કરોડો અમેરિકનો સમજે છે કે એ ઈજારાવાદી વિગ્રહખોરોએ પોતાની ફાસીવાદી ધરીના ગાંધાતાઓને અમેરિકા દેશ લગભગ વેચી દીધો હતો પણ પછી એ જ લોહીથી ખરડાયલા હાથવાળા ડોલર-ડાકુઓ ધરીના ફાસીવાદીઓનો બચાવ કરવા નુરેમ્બર્ગની અદાલતમાં ઉપરતળે થતા હતા. આજે એ જ અપરાધીઓ ગ્રીસમાં જનતાનો સંહાર કરે છે કારણકે તેમના અપરાધી માથાંનો ભાવ સૌદીઅરેબિયાના તેલના કૂવાથી અને જર્મનીમાં રોકેલી વિગ્રહખોર થાપણોથી ભર્યોભાર્યો છે એ ભારનો અપરાધ આજે તેમણે જર્મની, જાપાન, સ્પેઈન અને ચીનમાં પ્રતિક્રાન્તિના પશુઓને ગોદમાં લઈને વધાર્યો જ કરવા માંડ્યો છે.

'એટલે અમારા સિવાયના બીજા લાખો અને કરોડો અમેરિકનો પણ આ અપરાધી ટોળકીઓ કે સરકારના વ્યવહાર પર સખત બનવાના છે અને જે હેતુઓ અને જે શાંતિની રેખાઓ મહાન રૂઝવેલ્ટે યાલ્ટા અને પોટસડામમાંથી ઘડી હતી તે લોકશાસન હેતુઓ અને શાંતિને અમેરિકી અપરાધી શાહીવાદને હાથે બરબાદ બનતી અટકાવવા લડનાર-અમારા સિવાય બીજાં અનેક સ્ત્રીપુરુષો છે.

'એ સૌ માગે છે કે યાલ્ટા અને પોટસડામનો અમલ થવો જોઈએ, યુનો (રાષ્ટ્રસંઘ)ની એકતા જળવાઈ રહેવી જોઈએ, સામુદાયિક નિઃશસ્ત્રીકરણ થવું જોઈએ, અમરિકન આયુધોની જંગી જમાવટ કમી થવી જોઈએ અને અણુબોમ્બના ઢગલાનો તાબડતોબ નાશ થવો જોઈએ તથા એ આયુધને આંતરરાષ્ટ્રીય રીતે ગેરકાયદેસર ઠેરવવું જોઈએ

'અને અમારી જેમ એ સૌ માને છે કે આપણા અમરિકી દેશની શાંતિ, સુખ અને આબાદી શાહીવાદી આક્રમણ નીતિમાં નથી કે અણુબોમ્બના છજ્જામાં નથી પણ લોકશાસિત જગતમાં અમરિકામાંથી ફાસીવાદની જડ ઉખેડી નાખવામાં અને સંપૂર્ણ લોકશાસન રચવામાં જ છે.

'જે સત્યો મહાન લીંકને અમરિકાના એક કરોડગીમર્યા સમયને કહ્યાં હતાં તે જ આજના અમરિકાને લાગુ પડે છે કે,

''આપણી આઝાદી કેવા બંધારણ પર ટકી શકવાની છે, ટકી રહેવાની છે? આપણી આઝાદી આપણી કિલ્લેબંધીઓના બુરજો પર આપણા વિસ્તાર પામતા મોરચાઓ પર, આપણાં લશ્કરો પર ટકી શકવાની નથી જ કારણકે એ બધામાં જુલમ સામેની કોઈ જ ખાતરી નથી

''આપણી ખાતરી તો લોકશાસન અને આઝાદીના આપણા પ્રેમમાં છે જે આઝાદીનો ભાવ ભગવાનની મહેરથી આપણાં દિલમાં જડાયો છે આપણો બચાવ તો આપણા તે વેગમાં છે કે જે માનવમાત્રના સમાન વારસા તરીકે આઝાદીની કિંમત દરેક દેશના માનવો માટે સમાનભાવે આંકી શકે છે આપણો એ વેગ ખતમ થશે તો આપણા આંગણામાં જોહુકમી અને જુલમના બીજ આપણે વાવીશું અને આપણાં પોતાના અંગેઅંગને ગુલામીની બેડીઓમાં જકડી લઈશું. બીજી પ્રજાઓની આઝાદી કચડવાની

આપણને ટેર પડતાંની સાથે જ આપણી આઝાદી નષ્ટભ્રષ્ટ થઈ જશે તથા આપણી અંદરના ખધા અને આગેવાન જાલિમો આપણને ગુલામ બનાવશે.'

'જેન્ટલમેન ઑફ ધી કમિટી! આપ નામદારોને હું આપણા મહાન લીંકનની યાદ આપીને આપની પોતાની બીલિયન-ડૉલર દેશભક્તોની જાત તપાસવા આદર કરું છું. અને છતાં પણ હિટલરનાં મડાંમાંથી બનેલી ગાડીમાં બેઠેલા તમે એંગ્લો સેકસન સર્વોપરિતાના મદમાતા બનીને આખી દુનિયા જીતવાના રસ્તા પર જ આંખો મીંચીને હાંકે જ રાખવાના હો તો અમારો ન્યાય તમે ભલે કરો પણ તમારો ઇન્સાફ કરવાની જેની તાકાત છે અને અધિકાર છે તે અમરિકી જનતા તમારા ગમે તેવાં ક્રૂર દમન નીચે પણ કદી ખતમ થવાની જ નથી.' એવો અમરિકી લેખક-રાજકારણનો અવાજ જગતભર પર પથરાયો.

તે અમરિકન જનતા પર કેવી ગભીર જવાબદારીઓ ઇતિહાસ એનાયત કરતો હતો! એ જવાબદારીને એ અદા કરશે? એ જવાબદારીને અદા કરવાની લાયક તાકાત, પોલાદી સંગઠન, ધીર-ગંભીર અને અતૂટ નિર્ધાર એકઠા કરીને પોતાની ધરતીના પાપ જેવા અમરિકી ઇજારાવાદને જગતભર પર લોહી રેડવા નીકળતા ડૉલર-દાનવને ઘરઆંગણે જ રોકી પાડશે?

કે પછી? એ કલ્પના જ કેવી ભયાનક છે? એ ખ્યાલ કેવા દેશ દેશ પરની બુદ્ધિને, નીતિમત્તાને વિવેકવિચારને હચમચાવી મૂકે તેવો, જગતભરના જન-આંદોલનોનો પુણ્યપ્રકોપ સળગાવી મૂકે તેવો છે!

કે પછી કોલંબિયા...ત્યારે એનું કલેવર કેવું કાનમુ ને બિહામણું મન્યુ હશે? હજુ ગઈકાલે જ નાઝી ડાકુઓએ જર્મન જનતા પર વરતાવેલા કેર કરતાં પણ ડૉલર-દાનવો કેવા કરપીણ બનતા હશે અને એ પૈશાચિકતાના જગતભર પર કેવા જખમ ઊતરતા હશે?

ત્યારે અમરિકી જનતાને કચડીને બહાર નીકળતા કોલ ગ્રિમાના બીજિયન ડોલર–દાનવો જગતનાં નગરો જ્યાં જેની શેરીઓમાં વિજ્ઞાનના અનુભવો મળ્યા છે, જેનાં હલનચલનમાં સંસ્કૃતિના સૈકાઓ વહ્યા છે, તે જગતના નગરોની જનતાઓ પર પાછી અમરિકી શાહીવાદની કાળરાત્રિઓમાં અમરિકી ડોલર–દાનવોના પડછાયા ફફલોલતા જીવનના અનુરાગ પર ઓથાર બનીને ફરતા હશે!

ત્યારે જગતના નગરો અને લોકગામો પગ ચૌરે ને ચકલે, શેરીએ ને ખૂણે ખૂણે ઊભેલા ડોલર–દાનવોના ભૈરવો કોઈ પણ પળે અને કોઈ પણ ક્ષણે વીંધતા હશે, ફટકારતા હશે અને કાંટાની ફરતી વાડો વચ્ચે ગેરોની દીવાલો વચ્ચેના કમાડમાં મોત–કારખાનામાં લઈ જવાની મડાગાડીઓ ઘોચતા હશે!

ત્યારે એ જ જગત પર મોતના વેપારીઓ, ભૂખમરાના નફાખોરો, સંકટના વેપાર ખેડનારા નામચીનો આ હત્યારાઓને નમી ગયા હશે અને ત્યારે નીતિની હિંમત વિહોણાઓ ગેડધુબર થયા હશે માનવજાત પર શરમની કેરી યાતનાઓ ઊતરતી હશે!

ત્યારે કોલ ગ્રિમાનું એ પતન અટકાવવાની, ડોલર–દાનવોના માનવખોરા દાવને ઘરઆંગણે દફનાવી દેવાની અને જગતને જીતવા જતા માનવશોષકોની ચાવને અમગિાના ઉંબરામાં જ દૂંપી નાખવાની પહેલી જવાબદારી અમરિકી જનતાની જ લેખાશે.

અને છતાં પણ ........?

તો જગતજનતાનો આ વખતનો પ્રકોપ કેવો પ્રચંડ બનશે! જગતનાં નગરોમાં જનજુવાળના ચઢાવ કેવા ચડપ્રચંડ બનશે! જગતભરનાં લોકગામોનાં પાદર પરની પર્વત–તળેટીઓ, ખિરિકંદરાઓ અને નદી–નાળાંઓ તથા સીમાઓ ને ખેતરો ગરવાં ગેરીલાના કેવા દારુણ ભાવ ધારણ કરશે!

તો ત્યારે. બીજા વિશ્વયુદ્ધમાંથી વધારે સંગઠિત બનેલી

જગતજનતાની વ્યાપક તાકાત કોઈ જંગલઝાડીએથી, કોઈ ખેતરવાડીએથી, કોઈ ઘર, ભંગારમાંથી, કોઈ ખૂણામાંથી, કોઈ દીવાલ પાછળથી, કોઈ નર, કોઈ નારી, કોઈ યુવાનયુવતીના ઊંડાણ વ્યૂહના છાપામાર ઘાવ પર ઘાવ કેવા અવિરત અને અફર બનતા હશે!

અને ત્યારે જ અમેરિકામાં સૈકા પહેલાં ઘડાયેલું માનવમાત્ર સમાનનું હકનામું કેવું જગતભરની જનતા જીવતું બનાવતી હશે! અને આંપભોગના અવધિ વધારીને સમાન માનવની ઘટનાવાળા નૂતન જગતનાં નવાં પ્રાંગણ જેવાં પહેલા વિશ્વયુદ્ધ પછી રૂસની ધરતી પર ઊપસ્યાં, જેવાં બીજા વિશ્વયુદ્ધ પછી પૂર્વ યુરોપ પર ખુલ્યાં થયાં તેવાં આખી ધરતી પર ઊપસતાં હશે!

પણ ત્યારે જ ઊંડાણને વ્યાપક મોરચાની વાટ કે ઘાટ પર 'બાયસ્ટેન્ડર' બનવાનું કોઈને પાલવશે નહિ. ત્યારે કોઈ પણ સમજદાર શંકાશીલ રહી શકશે નહિ, 'ત્યારે કોઈ પણ નિર્ણય જનજેહાદના વ્યવહારથી વિખૂટો જીવી શકશે નહિ.

ત્યારે માનવભાવનાં કમાડ ખૂલી ગયાં હશે, ત્યારે અંદરના કલહ ધરતી પર ફરતા હશે ત્યારે જ્યારે માનવઘટનાનાં બધાં દૂષણ શાહીવાદનો અમેરિકી સ્વાંગ પહેરીને જગતભરના માનવસ્વભાવના સંસ્કારનો સંહાર કરવા નીકળી ચૂક્યાં હશે ત્યારે માનવતાના બધા અંતરનાદ બહાર ઘૂઘવતા હશે.

પ્રકરણ અગિયારમું

# શાહીવાદ સામેની સોવિયટ-ઘટના અને નૂતન લોકશાહી ઘટકો



પહેલા વિશ્વવિગ્રહનો ઉપસંહાર આવનો હતો. યુદ્ધનાં પ્રેરક

બળોને ફરી વાર ફાટી નીકળવા પૂરતાં પાછાં વળે કહેવા મૂડીવાદ-ના શાહીવાદી ભેરવે દુનિયા પરની મૂડીવાદી ઘટનાને પ્રસ્થાપિત કરતા હતા ત્યારે એકાએક રૂસ દેશ પર શ્રમમાનવના લાલ ઝંડા ફરકી ઊઠયા અને બોલશેવિકોના હાથમાં ધરતીના છઠ્ઠા ભાગ પરની રાજકીય હકૂમત આવી પડી.

ઝારશાહીએ પ્રજાઓના યાતનાગાર અને કારાગાર જેવો રચેલો એ પ્રદેશ પરનો જીવનવ્યવહાર જોતજોતામાં પ્રજાકીય ઘટકો-ની બંધુતાવાળી સમાજવાદી ઘટના બનવા માંડચો. અમરિકામાં લખાયલું માનવમાત્ર સમાનનું તદનામું અહીં ખતવાયું ત્યારે નવું લખાયું કે માનવમાત્ર સમાન જીવશે.

જીવન તરફના માનવભાવથી ફેલાતા એ અનુરાગે ત્યારથી સમાજવાદી સમાજઘટના પૃથ્વીના એ પ્રદેશ પર ખુલ્લી મૂકી. શ્રમમાનવોનો એ સોવિયટ દેશ કહેવાયો અને સમાજવાદી જીવન-સ્થાપનની એણે યોજનાઓ આરંભી

એ આયોજનો જીવનવહીવટના નવા ચીલાનાં વાહક બન્યાં. મૂડીવાદી દેશોએ એમના જીવનને આંતરતી અનેક દીવાલોની નાકા-બંધીઓ રચી દીધી પણ પેલા નૂતન જગતની વાહક ઘટનાઓ-નો સોવિયટ અમન એથી થંભ્યો નહિ અને બોલશેવિકોએ જાહેર કર્યું કે મૂડીવાદી-શાહીવાદી ઘટનામાં વણાતાં દોરડાં લાંબાં થઈ થઈને મૂડીવાદનો જ ફાંસો બનવાના છે.

પણ જ્યારે પહેલા વિશ્વયુદ્ધના ઉપસંહારમાં જ મૂડીવાદી ઘટનાના તાણાવાણા જગત પર અતગતા હતા અને તેમાં શાહી-વાદી કરોળિયા ફાસીવાદ બનીને ફરતા હતા ત્યારે માનવજાત પર જાલિમ બનતી એ આંતરરાષ્ટ્રીય અપરાધની ઘટનાનો સામનો કરવા અને દુનિયાને યુદ્ધમાંથી ઉગારી લેવા સોવિયટ દેશે લોક-મોરચાઓની યોજના રજૂ કરી.

પણ બીજુ વિશ્વયુદ્ધ આવવું જ હતુ. એ બીજા વિશ્વ સગ્રામને આવતો દેખતો સોવિયટ દેશનો આગેવાન શાહીવાદી વિગ્રહખોરોને સભળાવતો હતો

' કે આપ મૂડીવાદી નામદારો જે વિશ્વવિગ્રહની રચના કરી રહ્યા છો તે વિગ્રહ પછીની આવતી કાલની સવારમાં, આપના નજદીકના અને આપને વહાલાં એવાં રજવાડાં અને સરકારો જે આજે ભગવાનની મહેરબાનીથી રાજ કરે છે તે ઇતિહાસની કચરા ની ટોપલીમાં ગબડી જઇને ખોવાઇ જાય તો આપ નામદારો તે માટે અમને દોષ દેશો નહિ '।

પણ એવી આગાહી પર અધગતી મૂડીવાદી દુનિયા ૧૯૩૯ માં બીજા વિશ્વવિગ્રહ પર ચઢી ચૂકી ત્યારે પહેલા વિશ્વવિગ્રહના આરભમા ઝારશાહીના રૂસ દેશના ઉત્પાદન સાથે બીજા વિશ્વયુદ્ધ-ના આરભના ૧૯૪૦ની સાલના સોવિયટ રૂસના ઉત્પાદનની સરખામણી નીચે પ્રમાણે હતી.

ત્યારે ૧૯૧૩માં રૂસનું લોખડનું ઉત્પાદન ૪,૨૨૦,૦૦૦ ટન હતુ પોલાદનું ઉત્પાદન ૪,૨૩૦,૦૦૦ ટન હતું કોલસાનું ૨૯,૦૦૦ ૦૦૦ ટન હતુ તથા તેલનું ઉત્પાદન ૯,૦૦૦,૦૦૦ ટન અને વેચા શકાય તેવા અનાજનું ઉત્પાદન ૨૧ ૬૦૦,૦૦૦ ટન અને કપાસનું ઉત્પાદન ૭૪૦,૦૦૦ ટન હતુ

પ તુ ૧૯૪૦ની સાલમા સોવિયટ રૂસનુ ઉત્પાદન લોખડનું ૧૫,૦૦૦ ૦૦૦ ટન, પોલાદનુ ૧૮,૩૦૦,૦૦૦ ટન કોલસાનુ ૧૬૬,૦૦૦ ૦૦૦ ટન, તેલનુ ૩૧ ૦૦૦,૦૦૦ ટન અને વેચી શકાય તેવા અનાજનુ ૩૮,૩૦૦,૦૦૦ ટન તથા કપાસનુ ઉત્પાદન ૨,૭૦૪,૦૦૦ ટન બન્યું હતું

સમાજવાદી અર્થઘટનાએ તેમ જ વરસમા સોવિયટ જનતા ની આ ભગીરથ આગાહી સરજી દીધી અને સોવિયટ દેશ આર્થિક

રીતે પછાત દશામાંથી તેર જ વરસમાં ઔદ્યોગિક દેશોની આગલી હરોળમાં આવી ઊભો.

આ ઐતિહાસિક કાયાપલટની સોવિયટ છબી જગતભરમાં અજોડ બનીને ઝળહળી ઊઠી સોવિયટ જીવનના દરેક વિભાગમાં જીવનઘટનાના સમાન માનવભાવના સરકાર ઓપી ઊઠયા.

ત્યારે પહેલા વિશ્વયુદ્ધ પછી મૂડીવાદી દેશોમાં દુષ્કાળ, મંદી, બેકારી અને વિગ્રહોનાં તોફાન ફાટી નીકળ્યાં હતાં અમેરિકામાંથી આર્થિક આંધીની યાતનાઓ જગતભરમાં ફૂંકાઈ ચૂકી હતી. ફાસીવાદ બનેલો શાહીવાદ, જર્મની, ઇટાલી અને જાપાનમાંથી આખા જગત પર સંહાર મચાવવા માનવજલ્લાદોને કાળી ને ભૂખરી ડગલીઓ પહેરાવીને કવાયતો કરાવતો હતો.

ત્યારે જ મૂડીવાદી કોઢમાં બંધાયલા બાલ્ટિક પ્રદેશો પોતાની આઝાદી ગુમાવીને ફાસીવાદના ગુનામો બની ચૂકયા હેતા અને સોવિયટ દેશ પર ચઢતા નાઝી હત્યારાઓનાં ધાડાંને પોતાના પ્રદેશો પરથી સહીસલામત પસાર કરવાના રસ્તાઓ પર જનતાને કચડી નાખતાં રોલરો ફેરવતા હતા અને નાઝી જલ્લાદો સાથે ખાનગી તહનામા કરી ચૂકયા હતા.

ત્યારે અંગ્રેજી અને ફ્રેંચ શાહીવાદો ફાસીવાદની ખુશીખુશામતના એપિયા બન્યા હતા અને મ્યુનીચીઅર્સ કહેવાતા હતા. ફ્રાન્સમાં જનતાના આગેવાનોને કારાગારમાં પૂરવામાં આવ્યા હતા અને પેતાં તથા લાવાલો ચઢી આવતા ફાસીવાદનો સામનો કરવાના નકશાને બદલે બાકુ અને બાકુમના તેલના કૂવામા પોતાની અપરાધી છાયા ચીતરતા ખુશખુશાલ બનતા હતા.

એ બંને શાહીવાદોની ૧૯૧૮મા ઘડાયલાં માથાંના કોચલાંમાં જર્મની જેવા ભયાનક દુશ્મન સાથેની લડાઈનો વ્યૂહ સૂઝી શકતો જ નહોતો, એ બંને શાહીવાદના મહાન વામનો તો જર્મની

સાથેના વિગ્રહમાં ઊતરેલા હતાં, જર્મની સોવિયટ રૂસ પર ચઢે અને પછી સોવિયટ રૂસ અને જર્મની અંદર અંદર લઢીને વિનાશ પામે ત્યારે સ્મશાન બનેલા જગત પર પોતાનાં શિકારખાનાં નવેસરથી રચવાનાં દિવાસ્વપ્નો દેખતા હતા.

ત્યારે સોવિયટ દેશના ઉંબરામાં ઊભેલો પોલાંડ દેશ એ શાહીવાદોના સથવારામાં જોડાઈને રૂસ સાથે સમાન મિત્રતાનો સંબંધ બાંધવાનો ઇન્કાર કરતો હતો. ત્યારે એ જ અંગ્રેજી, ફ્રેંચ શાહીવાદની પાંખમાં રહીને ફીનલેન્ડ પર હકૂમત જમાવેલી પ્રત્યાઘાતી સરકાર પાસે નાઝી હત્યારાઓને લેનિનગ્રાડ પર ચઢી આવતાં રોકવાનો ફીનલેન્ડનો પ્રદેશ પોતાના ઘણા મોટા પ્રદેશને સાટે માગતી હતી પણ ફીનલેન્ડની પ્રત્યાઘાતી સરકાર નાઝીઓ સાથે મૈત્રી બાંધતી સોવિયટનો ઇન્કાર કરતી હતી.

એમ શાહીવાદી સરકારોએ સોવિયટ દેશને ફરતી પ્રત્યાઘાતી સરકારોની કિલ્લેબંધી રચી દીધી હતી. એ કિલ્લેબંધીઓ પર પોતાની હકૂમત ગોઠવતો હિટલર એ અનેક દેશોના પ્રત્યાઘાતીઓનાં લશ્કરો લઈને રૂસ પર ચઢતો હતો.

ત્યારે લોકશાહીના પિછાડમાં ભીછરેલો અંગ્રેજી શાહીવાદ એની યુદ્ધકચેરીમાં બેસીને કહેતો હતો કે રૂસ દેશ છ અઠવાડિયામાં જ ખતમ થઈ જશે.

પણ બે મહિના વહી ગયા. અંગ્રેજી શાહીવાદને સમજતાં બે મહિનાની વાર લાગી કે સોવિયટ દેશ પણ આ વિશ્વવિગ્રહમાં અંગ્રેજોનો મિત્ર બનીને જર્મની સામે જાની જંગ ખેલે છે.

અને બીજા વિશ્વયુદ્ધના સૌથી મહાભયાનક સગ્રામો જીતીને સોવિયટ દેશ આપભોગની અવધિઓ વટાવીને બહાર નીકળ્યો ત્યારે મૂડીવાદી જગતે એની સરહદો પર મૂકેલાં પ્રત્યાઘાતી થાણાં ખતમ થયાં હતાં. ત્યારે સોવિયટ દેશ જગતભરમાં સૌથી મહાન

જનતાકાત પુરવાર થયો હતો અને ત્યારે આખી દુનિયામાં લોક-જનતાના જુવાળ જાગી ઊઠતા હતા.

પણ ત્યારે જ વિશ્વશાંતિનાં તદનામાં ધોવા મજબૂર બનેલા, અંગ્રેજ–અમરિકી શાહીવાદી સરકારો ફાસીવાદી અપરાધી જલ્લાદોની ઢાલ બનતા હતા, જગતભરમાં જ્યાં ગંદવાડ ને પ્રત્યાઘાતી ગલીચતા હતી ત્યાં ફાદવ સૂંઘતા પ્રત્યાઘાતીઓના શંભુમેળા જમાવતા હતા. બંને શાહીવાદો પહેલાંના ફાસીવાદીઓ, કવીઝલીંગો, નાઝી સાથે સહકાર કરનારાઓ તથા જૂના સરમુખત્યારો-ના અમલદારોને, ખંડેર બનેલાં રજવાડી તત્ત્વોને એકઠાં કરતા હતા.

એ શાહીવાદો દેખતા હતા કે યુદ્ધ તો જિતાયું હતું પણ યુદ્ધ પહેલાંનું જૂનું જગત પણ લય પામતું હતું. પોતાનાં જૂનાં શિકારખાનાં હાથમાંથી સરી જતાં હતાં.

એ દેખતા અને દાઝતા એ શાહીવાદી અંગ્રેજ–અમરિકી બર્જરો પાછા ગાંડાતૂર બનીને હાહાકાર કરી ઊઠ્યા. જેને પોતે 'સ્ટેટસ–કો' કહેતા હતા તે જૂના જગતની જાલિમ ઘરનાની ગાદીઓને કાળની ખાડમાં ગબડી જતી દેખતા એ મહાન વામન-જીઓ વિહ્વળ બન્યા હતા.

એટલે પાછા એમણે હિટલરે કર્યા હતા તેવા હોકારા શરૂ કર્યા બધી લોકહિલચાલના આગેવાન ગઢ જેવા શ્રમમાનવોના સોવિયટ દેશ પર એમના ધિક્કાર ભભૂકી ઊઠ્યા. પાછા એમણે પ્રત્યાઘાતના અખાડા સર કરવા દોડાદોડ કરવા માંડી.

ચીન, ગ્રીસ, ટરકી, ઈરાન તથા આરબ દેશ પર અંગ્રેજ–અમરિકી શાહીવાદી પશુઓ ત્યાંનાં પ્રત્યાઘાતી તત્ત્વોને પડખામાં લેવા અને જનતાને કચડવા દોડ્યા. બાલ્કન પ્રદેશોની લોકશાહી સરકારો પર એમણે આક્ષેપો શરૂ કર્યા પોતાની પકડમાં આવેલા જર્મની અને જાપાન પર વિગ્રહખોર ઇજારવાદ શરૂ કરી દીધા

અને વિશ્વશાંતિ તથા જગતમાં લોકશાહી સ્થાપવાનાં ગપ્પાંને જ કરેલા અર્પા તદનામાં કચડી નાખવા માંડ્યાં, અને અમરિકી શાહીવાદે બંને યુદ્ધોની નફાખોરીમાંથી કરેલા ડૉલરોના ઢગલા પર બેસીને સોવિયટ પર ચઢાઈ કરવાની વાત વહેતી મૂકી.

હિટલર–મુસોલીનીએ પણ જગત જીતવા નીકળતાં પહેલાં એ જ વાત શરૂ કરી હતી. અમરિકી શાહીવાદી અજગરોની હજારો જીભોએ પાછું સોવિયટ–વિરોધી ઝેર ફૂંકવા માંડ્યું. અમરિકી વિગ્રહખોરોએ અમરિકી યંત્રોના ઉત્પાદન યુદ્ધ માટે આરંભવા માંડ્યાં અમરિકી યુદ્ધનિષ્ણાતોએ ' સૌથી મહાન દુશ્મન સોવિયટ 'ના પ્રમેય પર યુદ્ધ-મોરચાઓની યોજનાના નકશા રચવા માંડ્યા અને અમરિકી શાહીવાદી સરકારોએ સોવિયટ સાથે લડવાની કરાવનોના કાયદા કરવા માંડ્યા.

કારણ ?

કારણ સોવિયટ સરકાર રૂસી શ્રમમાનવોની સરકાર હતી. એ સોવિયટ ઘટનાએ મૂડીવાદી અર્થઘટનાને બદલે સમાજવાદી ઘટના શરૂ કરી હતી. એણે જ માનવમાત્રની જીવનઘટનામાં સમાનતા શરૂ કરી હતી એણે અગન મિનારા પર રચાવી ઉદ્યોગ-ઘટનાને સમાજગત બનાવી હતી જમીનદારશાહી ખતમ કરી હતી અને બહારના મૂડીવાદી ઇજારાઓને પોતાની હદમાં પ્રવેશ કરવા-ની મના ફરમાવી હતી, શાહીવાદનો નાશ માગ્યો હતો.

એટલે અમરિકી ઇજારવાદનો ડૉલર–શાહીવાદ સોવિયટને પ્રથમ દુશ્મન ગણવાનું માન સોવિયટ દેશ પામતો હતો.

બીજા વિશ્વયુદ્ધમાં જગતભરમાં ગજબનાક લડાયક તાકાત દાખવીને આખા યરોપનો યુદ્ધસાજ લઈને આવેલા જર્મન ફાસી-વાદને મહાત કરીને સોવિયટ દેશ એ વિશ્વયુદ્ધના ઉત્તરકાળમાં જ આખી દુનિયાની લોકશાહીઓ સામે એકઠા થતા જૂના જગતના અત્યાઘાતી કમઠાણના પડછાયા દેખતો હતો.

એ ધ્યાનમા રાખતો સોવિયટ દેશ પોતાના વિશાળ પ્રદેશો-ની વ્યાપક સરહદો પરની ચોકીઓ તપાસતો હતો એ મહાન દેશની સરહદોને બાર દેશની હદો અડતી હતી રૂસ દેશને બહારની દુનિયા સાથેના વ્યવહારમાં બીજા દેશના મથકો આવતાં હતાં. બીજા વિશ્વયુદ્ધ પછીની દુનિયાએ સોવિયટોના દેશને તમામ રાષ્ટ્રનો રાજકીય પડોશી બનાવી દીધો હતો

એટલે બીજા વિશ્વયુદ્ધ પછીના જગતમા સોવિયટ નીતિનાં બે મુખ્ય સ્વરૂપો હતાં એક દુનિયાની મહાન સત્તાઓ સાથે મૈત્રી રાખવી અને સોવિયટ-વિરોધી મોરચાની જમાવટને રોકી રાખવી.

પહેલા વિશ્વયુદ્ધ પછી તો સોવિયટ દેશને મૂડીવાદી સરકારોએ દુનિયાથી વિખૂટો પાડી દીધો હતો એને ફરતી પ્રત્યાઘાતી સરમુખત્યારોની પડોશી આડ રોપી દીધી હતી ત્યારે મૂડીવાદી-શાહીવાદી દેશોએ ત્રણ બાલ્ટિક પ્રદેશોને સોવિયટથી વિખૂટા પાડી દીધા હતા અને તેમને જર્મન ફાસીવાદના થાણાં જેવા બનાવી દીધા હતા. સોવિયટની પીઠમાં ઘા કરવા તેમણે ફીનલેન્ડમા પ્રત્યાઘાતની યોજના કરી હતી પોલેન્ડમા પણ તેમણે એ જ ધોરણે વડીને સર્ફ રશિયા અને યુક્રેનિયાના પ્રદેશો રૂસ દેશથી જુદા પાડી દીધા હતા, અને બેસારેબિયાને પ્રત્યાઘાતી રૂમાનિયાની ત્યારની સરકારે પડાવી લીધો હતો

પણ બીજા વિશ્વયુદ્ધ પછી પડોશની એ જૂની ધોરણા ગબડી પડી સોવિયટ દેશને ફરતી નખાયની શાહીવાદી વાડ તૂટી પડી. ઝેકોસ્લોવાકિયા, પોલેન્ડ, બલ્ગેરિયા, યુગોસ્લાવિયા દેશોએ ફાસીવાદ સામે જાની જંગ ખેલીને અગ્નિપરીક્ષામાથી પસાર થઈને સોએ સો ટકા એવી નૂતન લોકશાહીની રચના કરી અને એ બધા દેશો સોવિયટ ધોરણાના મહાન મિત્રો બન્યા બાલ્ટિક પરનુ સોવિયટ સનામતી મથક પૂર્વ પ્રશિયાનો કોનીસબર્ગ પ્રાંત સોવિયટમા ભળતા

વધારે સદર બન્યું ૧૯૪૦ની ફીનીશ-સોવિયટ સરહદ કાયમ બની અને લેનિનગ્રાડનું સ્થાન વધારે સલામત બન્યુ પેટસામો પ્રદેશ સોવિયટમાં ભળતાં ઉત્તરને છેડે સારી રીતે રક્ષણ પામ્યો ફીનલેન્ડને સોવિયટે બમણા પ્રદેશો દીધા અને પોલેન્ડમાં પહેલા વિશ્વયુદ્ધના શાહીવાદીઓએ જોરેલા 'વાઈટ રશિયા અને યુક્રેનિયા 'ના પ્રદેશો સોવિયટમાં ભળતા સોવિયટની એ સરહદ સદર બની તથા આજ સુધી શાહીવાદના પ્યાદાં બનીને સોવિયટ સામે લડતા ફીનલેન્ડ અને પોલેન્ડ દેશો પ્રથમ નબરના લોકશાહી દેશો બન્યા

એ ઉપરાંત ઝેકોસ્લોવાકની સપૂર્ણ લોકશાહી સરકાર સાથેની સધિથી ટ્રાન્સ-કારપેથિયન યુક્રેન પ્રદેશ સોવિયટમાં ભળ્યો અને એ રીતે પહેલી જ વાર આખી યુક્રેન-જનતા એક સ્વાયત્ત ઘટક બની શકી પછી બેસારેબિયાની લોકજનતા મોલ્ડેવિયન જનતા સાથે જોડાઈ અને તેનુ એક સોવિયટ પ્રજાસત્તાક એકમ બન્યુ

એ જ રીતે દૂર પૂર્વમાં પણ સોવિયટ સલામતી દક્ષિણ સાખાલીન અને કુરાઈલ ટાપુઓ પાછા આવતાં વધારે મજબૂત બની મચુરિયન રેલ્વે પર તથા પોર્ટ આર્થર અને ડાઈરેન પર ચીન-સોવિયટનો સયુક્ત કબ્જો કાયમ થયો

સોવિયટ દેશના આ પગલાઓ કેવળ પોતાની સરહદોની સલામતી પૂરતાં હતા આજની દુનિયામાં પોતાની સરહદોની સલામતી વિના કોઈ પણ દેશ આઝાદ રહી શકે તેમ નથી ત્યારે સોવિયટની પરદેશનીતિ એથી વધારે માગતી નહોતી આજ સુધી પોતાની હસ્તી મિટાવવા શાહીવાદી દેશોએ કરેલા આક્રમણોને દેખતી સોવિયટ પરદેશનીતિએ પોતાની સલામતી ખાતર બોસ્ફરસ, ડારડેનેલ્સ સુએઝ તથા ટાનજીઅર્સના કાબૂમા પોતાનો ફાળો પણ માગ્યો, તથા જગતમા શાંતિ રાખવાનાં પગલા માટે અમેરિકા અને બ્રિટન સાથે સમાન સાથીદારી માગી

પણ જેમનું રાજકારણ શાહીવાદી આક્રમણખોરીનું છે તેવો અંગ્રેજ–અમરિકી શાહીવાદ સોવિયટના વિશ્વશાંતિના રાજકારણનો વિરોધ કરવા માંડ્યો. યુદ્ધના અંતમાં જ એ વિગ્રહખોર ઘટનાએ શાંતિનાં તહનામાં નકારવા માંડ્યાં તથા સોવિયટ સામે પશ્ચિમ યરોપનું ઢીમચું ઘડવાની યોજનાઓ શરૂ કરવા માંડી.

અંગ્રેજી શાહીવાદ તાજા અને વધારે સદ્ધર એવા અમરિકી શાહીવાદને પૂછડે બંધાયો. ડોલર–અર્થકારણની મૂડીવાદી ઘટનાએ અમરિકી શાહીવાદ માટે પોતાના પડોશીઓ અને બીજા નાના દેશો પર પોતાની આક્રમણખોર પરદેશનીતિ આરંભી. અને યુદ્ધનો પ્રચાર, લોકશાહીનો વિરોધ તથા પ્રત્યાઘાતી બળોને સરકાર સોંપવાનાં કાવતરાં આ ગલીચ પરદેશનીતિનાં મુખ્ય રૂપો બન્યાં.

આ પરદેશનીતિનો આક્રમણખોર અવાજ સોવિયટને દુશ્મન તરીકે ઓળખાવી રહ્યો. આ પરદેશનીતિએ પશ્ચિમ યરોપના યુદ્ધ-ઉદ્યોગોને ઇજારવાદી ચોકઠામાં શરૂ કરી દીધા. આ પરદેશનીતિએ સ્પેન, ચીન, ગ્રીસ, ઈરાન, ટરકી, ઇન્ડોનેશિયા તથા બીજા દેશોમાં જનતાનો સંહાર કરનારાં બળોને પોતાની સોડમાં લીધાં અને માર્શલ–યોજનાનું ખૂની રૂપ યોજનાને રજૂ કરતા પહેલા જ આરંભી દીધું, તથા ફાસીવાદનો પરાજય કરીને પોતાને ત્યાં સંપૂર્ણ લોકશાહી ઘટના ઘડનાર પૂર્વ યરોપના દેશોની દુશ્મનાવટ શરૂ કરી. એ કઈ પરદેશનીતિ અમરિકાનો દોરીસંચાર કરતી હતી?

અંગ્રેજી શાહીવાદ પહેલા વિશ્વયુદ્ધમાં પાછો પડ્યો અને અમરિકી શાહીવાદ આક્રમણખોર બનવાની પરદેશનીતિ પર ત્યારે જ આરૂઢ થતો હતો.

પહેલા વિશ્વયુદ્ધના અંતમાં લુડવેલ ડેનીએ ‘અમરિકા બ્રિટનને જીતી લે છે’ નામનું પુસ્તક લખીને પોતાના દેશવાસીઓને સંભળાવ્યું હતું કે—

“

'જર્મની કરતાં વધારે હવે, જગત આપણને ધિક્કારે છે કારણકે જગતનો સંહાર કરવાનાં સાધનોની નફાખોરી કરીને યુદ્ધ દરમિયાન અને પછી ખંડેર બનેલા જગતને પગભર થવાના માલ વેચવાની નફાખોરી કરીને માલદાર બનેલા આપણે બાકીની દુનિયા સાથે અસ્વાભાવિક અને વિષમ શાંતિના સંબંધોથી જોડાયા છીએ. દુનિયા આપણને શાયલોક કહે છે.'

પણ પહેલા વિશ્વયુદ્ધમાં જ શાયલોક બનેલો અમરિકી ડોલર-દાનવ માનવજાતનું માંસ ખાવાને ટેવાઈને બીજા વિશ્વયુદ્ધ પછી વધારે ભીષણ માનવખોર બની ચૂક્યો. અને માનવસંહારમાં નફાખોરી કરીને દુનિયા જીતવા નીકળનાર ડોલરશાહીવાદની નફાખોરી જંગી બની ગઈ. એ નફાખોરીમાં સોનેરી સિક્કાઓ જોતો એ ડોલર-શાહીવાદ કહેતો હતો, 'પણ ડોલરના ઢગલામાંથી મડાંઓની ગંધ ક્યાં આવતી હોય છે! સિક્કાઓમાં તો નર્યું સોનું જ હોય છે ને!'

એમ એ ડોલર-શાહીવાદનો આક્રમણખોર ટ્રુમેન-તરીકો આજે એની જગત જીતવાની પરદેશનીતિ બની ચૂક્યો છે.

એ પરદેશનીતિનો આક્રમણખોર તરીકો અનેક આળપંપાળને અળગી કરીને આજે જગતભરમાં પોતાની શરીરઘટનાને નગ્ન સ્વરૂપમાં દેખાડી ચૂક્યો છે.

પહેલા-વિશ્વયુદ્ધમાં જગતનો શાયલોક બનેલો અમરિકી શાહીવાદ બીજા વિશ્વયુદ્ધનો ડોલર-દાનવ બનીને આજે જે કારવાઈ કરી રહ્યો છે તે ઢાંકી રહી શકે તેમ નથી. વોલસ્ટ્રીટના અપરાધી શામકાકાઓની જાતને ગ્રીસ જનતાના ભજવાતા સંહારમાં ઓળખવી અઘરી પડે તેમ નથી. ટરકીના પ્રજાઘાતીઓને ટોપ અને કવચ પહેરાવતો ડોલર-સખાવતીનો ઇરાદો સાવ ખુલ્લો દેખાય તેવો છે. જાપાની અને જર્મન ફાસીવાદીઓના બંડારિયાં ખોલીને તેમને

ચેસ્ટરટ્રીટની છરી આપતો અમરિકી શાહીવાદી અને ફ્રેંકોને સ્પેઈનની જનતા પર જલ્લાદ રહેવાની જોગવાઈ કરતો તથા આફ્રિકાના સ્મટ્સની પીઠ પર હાથ ફેરવતો બાંકી શાહીવાદ આજે જગતજનતાનો તિરસ્કાર પામી ચૂક્યો છે તથા ઇન્ડોનેશિયાની જનતાની કતલ કરનારી ટેન્કો અને વિમાનોનાં તેલ પૂરનારા અમરિકી તેલિયા રાજાઓ આજે પોતાની જાત છૂપી રાખી શકે તેમ નથી.

અમરિકી શાહીવાદની દુનિયાના દેશોને અમરિકી નફાખોરીનું બજાર બનાવવાની નીતિરીતિ ખુલ્લી થયા પછી આજે એ નીતિને પોતાની આઝાદી રક્ષવા માગનાર કોઈ પણ દેશ આવકારી શકે તેમ નથી. ડોલરના સિક્કાઓના બદલામાં પોતાની આઝાદી વેચવા નીકળનાર પ્રત્યાઘાતીઓ સિવાય બીજા કોઈ પણ દેશો અમરિકાનો આશરો લઈ શકે તેમ નથી. અંગ્રેજી અને ફ્રેંચ પ્રત્યાઘાતીઓ આજે પોતાના પહેલાંના અપરાધી શાહીવાદીઓને રસ્તે જઈને જેમ, તેમણે જર્મન શાહીવાદની ખુશીખુશામત કરી હતી તેમ આજે આ નવી શાહીવાદી ટોળકી પોતાની દેવાળિયા સામ્રાજ્યશાહીને ડૂબતી બચાવી રાખવા જગતભરમાં ખતરનાક બનતા ડોલર–શાહીવાદની પૂછડી પર ટિંગાઈ રહ્યા છે. એ કમનસીબ શાહીવાદીઓ આજે ચેમ્બરલેન અને દલાદિયરના પાવડામાં પગ રાખીને પોતાની અર્થઘટનાનો ફાંસો પોતાની જનતાના કંઠમાં પહેરાવી રહ્યા છે તથા એ કંઠમાળને પશ્ચિમ યુરોપના દેશોને પહેરાવતા માર્શલ–યોજનાના ભરડામાં ભરાવા માંડ્યા છે.

એ ખતરા સામે આજે સોવિયટની હસ્તી એક પડકાર છે. એ કમનસીબી સામે સોવિયટની પડોશી બનેલી પૂર્વ યુરોપની લોકશાહીઓનું અસ્તિત્વ જ શાહીવાદી મારાઓના માર્ગમાં લાલબત્તી જેવું છે. શાહીવાદી વિગ્રહખોરોની સંહારક યોજનામાં સોવિયટ રશિયાના જગતશાંતિની અપૂર્વ તાકાત બનેલી આડે આવે છે. ત્રીજા

વિશ્વયુદ્ધના ખેલાડીઓનો ખેલ એ ઘટનાની હસ્તીને લીધે વણસતો દેખાય છે.

એટલે અમરિકી શાહીવાદની આગેવાનીવાળો પ્રત્યાઘાતીઓનો મંડૂકમેળો આજે સોવિયટ સામે કોલાહલ મચાવે છે.

એ કોલાહલની રાજનીતિ ત્રીજું વિશ્વયુદ્ધ છે. એ કોલાહલનો અર્થ નફાખોરી છે. એ અવાજનું માપ ડોલર છે. ડોલર-દાનવોને માટે વિગ્રહ ન હોય તો ડોલર-શાહીવાદની કૂચ આગળ વધી શકે તેમ નથી. બે વિશ્વયુદ્ધમાં કરોડો માનવોના લોહીમાંસમાંથી બનેલા સોનાના ઢગલા આજે એ જ દિશામાં આગળ વધવા એમને ધકેલે છે.

આજે ત્રીજું વિશ્વયુદ્ધ જેમ જલદી આવે તેમ અમરિકી શાહીવાદની આગેકૂચને માટે લાભવાળું છે. જગતશાંતિમાં એ ડોલર-નફાખોરીને ખોટ છે. ત્રીજા વિશ્વયુદ્ધનો સોદો નફાવાળો છે. એટલે જ એ સોદાગરો પોતાના રસ્તામાં અપશુકન જેવી ઊભેલી સોવિયટ ઘટના અને પૂર્વ યુરોપની લોકશાહી ઘટનાઓ સામે જૂઠાણાં અને વેરઝેરના પ્રચાર ફૂંકવા અને યુદ્ધમાનસની હવા રચવા પુસ્તકો, ચોપાનિયાં, સામયિકો તથા લેખમાળાઓનો ભયાનક શોરબકોર કરવા માંડ્યા છે. આજે એ ગલીચ પ્રચારખાતાની હજારો જીભ પર ગોબેલ્સ ગબડવા માંડ્યા છે.

પણ આજે જગતભરની લોકજનતાને શાંતિ જોઈએ છે. તરવારો ખખડાવતો અમરિકી શાહીવાદ બૂમ પાડે છે કે અમે શાંતિની જ અમરિકી રચના કરવા માગીએ છીએ પણ એ શાંતિની ઘટનામાં સોવિયટની હસ્તીની અને લોકશાહી સરકારોની હસ્તીની જરૂર નથી.

એના જવાબમાં સોવિયટ ઘટના તરવારો નથી ખખડાવતી. જે સ્તાન સોવિયટ તાકાતે આખી દુનિયાના આયુધ ધરેલા ફાસી-

વાદી પિશાચને પોતાના પાદરોમા રગદોળી નાખ્યો તે શાંતિની તોકાત આજે વિશ્વશાંતિની ઘટનામાં અસાધારણ બની ચૂકી છે. એ જનશાંતિની રાજનીતિવાળી શ્રમમાનવોની ઘટના શાહીવાદી આક્રમણખોરોના જવાબમાં તરવારો ખખડાવતી ન હોય તો એનો અર્થ એ નથી કે એની સમશેર ખોવાઈ ગઈ છે નાઝી હત્યારાઓને જે લોકસમશેરે હજુ ગઈકાલે જ પાણી બનાવ્યુ છે તે જગતજનતાના સગઠનની પોતાદી પિછાણ જરૂર પડશે તો અમરિકી ચાવલોકોનો શત્રુમેળો પણ પામશે જ.

પણ સોવિયટ ઘટનાની નીતિમા વિગ્રહ નથી આવતો. સમાજવાદી રચના વિગ્રહને નકારે છે આજથી ત્રીસ વરસ પર માનવજાતનાં સૈકાઓના સ્વપ્નનો એ આકાર જ્યારે પહેલા વિશ્વયુદ્ધમાથી દેખાયો ત્યારે એ આકારની પહેલી રેખા શાંતિની હતી એ શાંતિ લોકશાહી શાંતિ હતી

પણ લોકશાહી શાંતિના નામમાત્રનો નિષેધ કરનારી ત્યારની શાહીવાદી ઘટનાઓ એ સોવિયટ દેશના સીમાડાઓ પર લોહી રેડતી ફરી વળી આક્રમણ ને વિગ્રહ પર જ બધ પલી જૂના જગતની શાહીવાદી રચનાઓ પહેલી વાર એ એક દેશ રૂસ દેશ પર લોકશાહી શાંતિને જીવનઘટનાનો પાયો બનતી જોતી કાંપતી હચમચી ઊઠી અને સોવિયટ સામે જગે ચઢી, પણ પરાસ્ત થઈને પાછી હઠી.

વિગ્રહખોર જૂની ઘટના અને લોકશાહી શાંતિની નવી ઘટનાની એ પહેલી વાગ્ની અથડામણ હતી બીજી અથડામણ વીશ વરસ પછી આવી ત્યારે બીજા દેશોને જે કરતા સૈકાઓ વીત્યા હતા તેથી અદકો વિકાસ સોવિયટ ઘટનાની સમાજવાદી યોજનાઓએ સાધી દીધો હતો અને જગત-પ્રતિક્રાન્તિના આગેવાન બનેલા ફાસીવાદી ધરીશાહીવાદોનો સામનો કરવા એ લોકશાહી શાંતિની ઘટના બીજી વાર જગમા ઊતરતી હતી

સોવિયટનો વિજય અને જગતના પ્રત્યાઘાતીઓનો પરાજય-દાખવનો એ સંગ્રામ માનવજાતના ઇતિહાસમાં કેવો અસાધારણ હતો !

પ્રત્યાઘાતના એ પરાજયે આખી દુનિયામાં લોકશાહી પરિબળોને જગાડ્યાં અને માનવજાતના દિલમાં વિશ્વશાંતિની લોકશાહી ઘટનાની શકયતામાં અદ્ભુત વિશ્વાસ જાગતો કર્યો.

શાહીવાદીઓની ગણતરીઓ એ સંગ્રામે કેવી ગલત પુરવાર કરી દીધી ! આક્રમણખોરોની ઇચ્છાઓ એ સંગ્રામની કારવાઈમાંથી જ કેવી ધૂળભેગી થઈ ગઈ ! ચેમ્બરલેન અને દલાદિયરની, પોતાના દેશોને સંગ્રામમાંથી બાકાત રાખી સોવિયટ ઘટનાનો સંહાર દેખવાની નેમ નાકામિયાબ બની અને એટલાન્ટિક સમુદ્રની બે બાજુઓ પર બેઠેલા ચર્ચિલ, હુવર અને વેન્ડનબર્ગ જેવા શાહીવાદીઓની, સોવિયટ યુનિયનને આ સંગ્રામમાં કમજોર બનેલું દેખવાની આશા પણ ધૂળમાં મળી.

એવી માનવજીવન-ઘટનાના વિકાસની લોકશાહી શાંતિઘટનાની બીજી અથડામણમાં પણ પ્રત્યાઘાત પરાજય પામ્યો.

એટલે એટલાન્ટિકની બંને બાજુ પર ગોઠવાયલો અંગ્રેજ-અમરિકી શાહીવાદ આજે ત્રીજું વિશ્વયુદ્ધ માગી રહ્યો છે.

પણ ત્યારે આખી દુનિયા પરનાં લોકશાહી સંગઠનો વધારે બળવાન અને મજબૂત બન્યાં છે. ત્યારે પૂર્વ યુરોપના દેશોએ શાહીવાદી આક્રમક ઘટના સાથેના સંબંધો તોડીને લોકશાહી શાંતિના પાયા પર નૂતન જીવનઘટના તરફનો કદમ ઉપાડ્યો છે. વરસો પહેલાં આખી દુનિયામાં એક જ દેશે દાખવેલો નૂતન સમાજઘટના તરફનો ઉઠાવ આજે વ્યાપક બનવાનાં નિશાન દેખાય છે.

એ ઇતિહાસની આગેકૂચને રોકવા અંગ્રેજી વામનજીઓએ શોર મચાવ્યો છે. એ આગેકૂચને અટકાવી દેવા અમરિકી ડોલર-

ડાકુઓ હચમચી ઊડયા છે. એ માનવવિકાસના ભવ્ય તબક્કા પર હકૂમી ઊડના પ્રત્યાઘાતી બળો આ બધા માટે બોલશેવિક સ્ટેટને સૌથી મોટો દુશ્મન ગણે છે કારણકે એનુ અસ્તિત્વ જ પ્રત્યાઘાતી રચનાના પડકારરૂપ છે.

જ્યારે મધ્યયુગમાં રજવાડી દુનિયાનો એવો જ ધિક્કાર જેકોબીન માટે હતો આજે મૂડીવાદી દુનિયાનો કટ્ટર કોપ બોલ-શેવિક સામે છે પણ રજવાડાનો એ ધિક્કાર ઇતિહાસની આગે-કૂચ અટકાવી શકયો નહિ તો મૂડીવાદી ધનિકવાદીઓનો કોમ્યુનિસ્ટ તરફનો કોપ મૂડીવાદી ઘટનાના વિનાશને અને ઇતિહાસની આગે-કૂચને કેવી રીતે અટકાવી શકશે?

ઇતિહાસની આગેકૂચના તમામ તબક્કાઓ દેશ દેશની જીવન-ઘટનાની અંદરના પરિબળોમાંથી જન્મતા હોય છે અને એકવાર એ તબક્કાનુ જીવનભાન જનતાના જીવનમા આવિર્ભાવ પામ્યા પછી તેને અળગુ કરી શકાતું નથી.

પોતાના નાકની અણી કે ટેરવાથી દૂર નહિ દેખી શકનાર પ્રત્યાઘાતી ઘટનાઓના અપરાધી કિંગુજીઓ જગતમા આ નૂતન ઘટનાના દેખાવથી અધ બનીને ગભરાઈ ઊડતા હોય છે અને પછી ગભરાટના હડકવાની પકડમા આવતા એ પરવારી ચૂકેલા મહાજનો વાસ્તવતાનો ખ્યાલ ચૂકી જાય છે.

પણ એવી પ્રત્યાઘાતી ઘટનાઓ કશુ જ કરી શકતી હોતી નથી એમ નથી ચીન પર કરોડોની જનતાનો સહાર, ગ્રીસ પર ગમડનો અમરિકી જલ્લાદોનો ઓથાર અને ઇન્ડોનેશિયા પર રચાયલું અમરિકી તબક્કાનુ ખૂની રાજકારણ પ્રત્યાઘાતીઓ શુ કરી શકે છે તેની પિછાન આપે છે

અને પ્રત્યાઘાતી પરિબળોનો આગેવાન બનેલો અમરિકી શાહીવાદ શું કરવા ધારે છે તેની જાણ આજે દુનિયાને થઈ ચૂકી

છે. આખી દુનિયાના શ્વાસ રોકતો એ શાહીવાદી જલ્લાદ જગત જીતવાનો હડકવા બકતો આજે એક પછી બીજી રાષ્ટ્રજનતા પર લોહિયાળ પંજો ફેરવવાની આગાહી કરી રહ્યો છે તે વાત પણ આજે દીવા જેવી સાફ દેખાઈ ચૂકી છે.

પણ ત્યારે જ ઇતિહાસમાં કદી ન દેખાયલી એ નૂતન લોકશાહી ઘટનાઓ બીજા વિશ્વયુદ્ધ પછી પૂર્વ- યુરોપીય પ્રદેશો પર આકાર પામી છે. કહેવાતા લોકશાહી દેશો આજ સુધી મૂડીવાદી કોચલામાં હોવાથી આજ સુધીમાં જે લોકશાહી ઘટના બાંધી શક્યા હતા તેમાં સાચી લોકશાહી નહોતી કારણકે તે અર્થઘટનાનો માલિક મૂડીવાદી ઇજારવાદ હતો અને તેથી મૂડીવાદી માલિકો માટેની એ લોકશાહીમાં બીજા જનતાના વર્ગો પર એ વર્ગની સરમુખત્યારી જ ચાલતી હતી.

પણ જેમ પહેલા વિશ્વયુદ્ધના અંતમાં સમાજવાદી ઘટનાનો આકાર બંધાયો તેમ આ બીજા વિશ્વયુદ્ધના અંતમાં પૂર્વ યુરોપના દેશો પર નૂતન લોકશાહી ઘટનાઓની રચના થઈ.

ઝેકોસ્લોવાકિયાનું પાટનગર પ્રાહાનું જીવનકલેવર મહાસંહારમાં મરણ પામવાની ના પાડતું જાગી ઊઠ્યું. બીજા વિશ્વયુદ્ધનો ફાસીવાદી પાદાઘાત અહીં પહેલો ઊતર્યો હતો. અહીંના જીવનસંસ્કારમાં પ્રાહા નગરમાં જોહાનીસ હસની પાતળી શ્યામ પ્રતિમા વધારે સખતાઈ ધરેલી નૂતન પ્રાણમાં જાણે જાગી ઊઠી. નગરચોકમાં ધસઈને પડતા રાષ્ટ્ર-સૈનિકની પોલાદની પ્રતિમા એ વિરોધી ગતિને તાળા રાખતી જીવનમાં ફાળ ભરતી છતાં મૃત્યુથી થંભી જતી જાણે નૂતન જાગતા ઝેકોસ્લોવાકના નગર પર નૂતન જીવનઉષ નાં ઓવારણાં લેતી હતી અને પ્રાહા નગર આંતરરાષ્ટ્રીય મેળાઓના મંડપો બાંધતું હતું. યુરોપ પરનો ચોતરો બનતું હતું. અહીં જ આંતરરાષ્ટ્રીય મહિલાઓનું લોકશાહી ફેડરેશન આકાર

લેવું હતું. અહીં જ જગતભરનાં નવજુવાનોને નૂતન દુનિયાનો લોકમેળો દેશ દેશથી એકઠાં કરતો હતો અને આંતરરાષ્ટ્રીય છાપાંઓના પ્રતિનિધિઓ અહીં જ મળતા હતા.

'અમારા યુરોપનું એ દિલ છે' એમ ઝેક જનતા પ્રાહા નગર વિષે કહેતી હતી. એ દિલ આજે નવી નીતિમત્તાથી ધડકી ઊઠયું હતું. એ દિલ પર એકઠી થતી આંતરરાષ્ટ્રીય કામદાર કમિટીઓ નવી આશાઓની ધમણો ધીખતી હતી અને અહીં વિજ્ઞાન, સાહિત્ય અને કલાના મેળાવડા ગુંજતા હતા.

યુરોપના હૃદય પર બીજા વિશ્વયુદ્ધનાં રમખાણ અહીં થયાં નહોતાં. એટલે યુરોપનાં બીજાં નગરોનાં ખંડિયેરો અહીં દેખાતાં નહોતાં. અહીં તો નાઝી-ધાડાંઓ અંગ્રેજ-ફ્રેંચ શાહીવાદીઓની ખુશીખુશામત ચાખતાં ઓચિંતા આવી પહોંચ્યાં હતાં અને યુરોપનું આ હૃદય આઘાત પામીને પણ હતું

તો પછી જગતભરમાં વિશાળ અને જંગી એવાં એનાં સ્કોડાનાં કારખાનાં કોણે તોડી નાખ્યાં હશે! બીજા વિશ્વયુદ્ધ દરમિયાન જર્મન જાલિમ અહીં આયુધોના ઢગલા ઉપજાવતો હતો. ત્યારે એ કારખાનું તૂટ્યું નહિ પણ પછી જ્યારે પેલા જર્મનો એ કારખાનાને જેવું ને તેવું છોડીને જીવ લઈને ભાગ્યા અને વિજેતા અમરિકનો અંદર પેઠા ત્યારે એ મિત્રોએ ૧૯૪૫ના એપ્રિલની ૨૫મીએ સ્કોડાના મહાન કારખાનાને તોડવા માંડ્યું.

બસ કંઈ કારણ નહોતું પણ અમેરિકી ઇજારવાદને એથી આનંદ હતો...ઝેકોસ્લોવાકની લોકશાહીમાં જતે દહાડે એ કારખાનું ન હોય તે ઠીક છે એમ એ મિત્રોને લાગી આવ્યું.

એપ્રિલનો એ પચીસમો દિવસ જાણે લોકશાહીનાં ભણુગાં ફૂંકનાર અમેરિકી શાહીવાદની ચાલની દિશા દાખવતો હતો. જર્મનો ગયા પછી અમેરિકી બહાદુરો એના જ પર પોતાને લાંધી

દોડવાની મૂડીવાદી હરીફાઈનો માર રસ્તા પર વરસાવતા હતા

પણ ત્યાંથી અમરિકી વિજેતાઓને જવુ પડ્યુ ત્યાં અંગ્રેજી કદમબોસી નાકામિયાબ નીવડી ત્યાં એક જનતાના જુવાળ આવ્યા. અને પ્રાહા નગર પર લોકશાહીના નવા તેજ ફરકી ઊઠ્યા

અને પોલેન્ડ ? એ દેશના પાટનગરને દેખનાર આઘાત પામીને પૂછી ઊઠતો કે સર્વનાશના આવા ઢગલામાથી એ દેશનુ નગર પાછુ જાગી શકે ? તૂટી ગયેલી દીવાલોમાંથી, કાળાં પડી ગયેલાં ખંડિયેરોમાથી, સળગી ગયેલા ઢગલાઓમાંથી પણ જીવન હસી ઊઠતું હતું વોરસો નગર નવજીવન પામતુ હતુ પાછી ફૂલોની છાયા પાથરતી વસંત વોરસો નગર પર હસતી હતી પ્રત્યાઘાતી પડછાયા પાછા પડતા હતા અને અંગ્રેજી શાહીવાદની પ્રત્યાઘાતી મહાશયોની શોધખોળનો જવાબ અહીં બોલતો હતો કે, “ મહાશયો, એ મહાશયો પોલીશ જનતાના પ્રત્યાઘાતી અપરાધીઓ હતા અને યોગ્ય શિક્ષા પામી ચૂક્યા છે ”

અને બલગેરિયાનું પાટનગર સોફિયા ' બલગેરિયાના એ પાટનગરની પ્રતિમાએ પોતાના કલેવર પર મુદ્રાલેખ લખ્યો હતો,- ' હું વધુ છુ, વિકસુ છુ પણ ઘરડુ થતું નથી ' મોતને પડકારતો એ લેખ આજે સાચો થયો હતો એણે મહાસહારમા ડૂબકી દઈને આખા ય પ્રદેશ પર અનેક ઘા ઝીલ્યા હતા અને એના અંગેઅંગ પર ખડેરો ખખડતાં હતાં તો ય એ ઘરડુ થયુ નહોતુ જાણે બલગેરિયા પર નૂતન લોકશાહીનુ જોબન ઊછળતુ હતુ એ ઊછળતા જીવન પર જાણે એના આગેવાન બલગેરિયન ડીમીટ્રોવની જીવન ઝરમર ચમકી ઊઠી હતી

બે વરસની એ નૂતન લોકશાહીએ પહેલી યોજના ઘડી હતી એ આયોજનને બલગેરિયન નરનારીઓ સ્ટોપાનસ્કી કહેતાં હતાં ડીમીટ્રોવ-ટુકડીઓ એ આયોજનને વેગ આપતી હતી એ નૂતન

રચનાની ટુકડીઓમાં જોડાવા પચાસ હજાર જુવાનોની માગના જવાબમાં એક લાખે એમાં જોડાવાની પડાપડી કરી હતી.

અહીં યાંકીઓના દેશમાંથી કોઈ ડૉલર-દાનનો સખાવત કરવા આવ્યા નહોતા. એ દાનવીરોને બલગેરિયન જનતા કહેતી હતી, 'ચીનમાંથી પાછા પડેલા શાહુકારો, અહીં તો અમે શ્રમ-માનવોના આયોજનોવાળું નૂતન બલગેરિયા ઘડીએ છીએ.'

અને બહુવિધ પ્રજાઘટકોનો પેલો દેશ યુગોસ્લાવિયા! સ્લોવેનિયાની સીનરી ક્રોએશિયાથી કેવી જુદી પડતી હતી! બોસનિયાનો પ્રદેશી દેખાવ મેકેડોનિયાને મળતો જ નહોતો આવતો. એ બધાની મહાન નદી સાવાનાં પાણી પણ કેવાં સ્લોવેનિયામાં ભૂરાં દેખાતાં, ક્રોએશિયામાં લીલાં લાગતાં, સરબિયામાં ધૂમ્મર ભાસતાં વોવોડીનામાં પીળાં દેખાતાં હતાં!

પણ આ બધી વિવિધતા પર જીવનનો એક લોકજુવાળ જાગી ઊઠયો. જીવનની એક નેમ, એણે જાગતી કરી. લોકશાહીની ઘટનાએ એ નેમને આકાર આપ્યો. પછી તો આખા દેશ પર નૂતન જીવનઘડતરનાં લોક-ડંકાનિશાન ગગડી ઊઠયા અને ટીટોએ છાપરે ચઢીને પેલા ગઈકાલના ખૂની સોદાગરોને સંભળાવી દીધું, 'યુગોસ્લાવ અમારો છે.'

એમણે, એ શાહીવાદીઓએ જ, યુગોસ્લાવ પર આજ સુધી ખૂનના સોદા કર્યા હતા. એમણે એકવાર મેકેડોનિયનોને સર્બ બનાવવાની અને બીજી વાર તેમને બલગેરિયન બનાવવાની અને ત્રીજી વાર તેમને ગ્રીક બનાવી દેવાની કારવાહી કર્યા કરી હતી. એમની નજરમાં જનતા દેખાતી નહોતી, સોદાઓ જ હતા.

પણ આજે એ લોહીના વેપારીઓ પાછા પડયા હતા અને યુગોસ્લાવિયાનાં અદનાં માનવો કહેતાં હતાં, 'અમારુ રીપબ્લિક ગરીબ છે પણ અમારા પર્વતોમાં કોલસો અને લોખંડ છે અને

અમે કપાસ, તંબાકુ અને શાકભાજી પકવીએ છીએ અને અમે આજે નૂતન જીવન રચવા પાંચ વરસની પહેલી યોજના આરંભીએ છીએ. આજથી પાંચ વરસ પછી આવીને દેખજો કે કેવી અમે કાયાપલટ કરી દીધી છે ! જેવો અમે માથાં મૂકીને ફાસીવાદ સામે જંગ ખેલ્યો છે, તેવો જ અમે નૂતન જીવનઘડતરનો લોકશાહી જંગ આરંભી દીધો છે.'

અને એવી નૂતન ઘટનોના પ્રચંડ આકાર યુગોસ્લાવ પર આરંભાઈ ચૂક્યા જ્યાં નગરો હતાં પણ સંહારાઈ ગયાં હતાં, જ્યાં ગામનાં ગામ રગદોળાઈ ગયાં હતાં, જ્યાં ફાસીવાદી જાલિમોએ જીવનના સંહાર ઉછાળ્યા હતા ત્યા જ આજે રણહાકલને બદલે શ્રમમાનવની હાકલ થતી હતી. ત્યા આજે લોકજીવનનાં યુદ્ધગીતોને બદલે શ્રમતાકાતનાં લોકગીતો ગુંજી ઊઠ્યાં હતાં.

એમ પૂર્વ યરોપ પર નૂતન લોકશાહીઓના એવા આકાર જગતના ઇતિહાસમાં પહેલી વાર દેખાયા. એ આકારનું અર્થકારણ અને રાજકારણ સમસ્ત લોકસમુદાયનું પહેલી વાર બન્યું સમાજવાદી સમાજઘડતર તરફ જનારાં ઇતિહાસના પરિબળોનો આવો આવિષ્કાર ઇતિહાસમાં પહેલી વાર દેખાયો.

એ આકારમાં સૌથી મોખરે યુગોસ્લાવ હતો. યુગોસ્લાવનો શાસકવર્ગ કેવળ સડી ગયેલો હતો. એની રજવાડાશાહી ખતમ થઈને ભાગી ગઈ હતી. એ આકારમાં જનતાનો પક્ષ સામ્યવાદી પક્ષ અનેક લોકજેહાદમા આગેવાન રહીને ઘડાયો હતો અને તમામ દેશભક્તોને દોરનારો બનીને, પારટીઝન લશ્કરોનો આગેવાન બનીને નૂતન લોકશાહીનો સાચો રક્ષક બની શકયો

બલ્ગેરિયાની રજવાડાશાહી પણ નાઝીઓને આવકારીને પામર બની ચૂકી હતી એણે નાઝીઓના કારભારને ટેકીને પોતાની જાતને ૧૯૪૪ના સપ્ટેમ્બર સુધી જાળવી રાખી હતી. પણ

એમાં યુગોસ્લાવિયા જેવી જનજેહાદ જાગી શકી નહોતી છતાં રજવાડાશાહી જતાં જ જનતા સાથે મેળમેળ થયેલી ત્યાંની કોમ્યુનિસ્ટ પાર્ટી લોકશાહી ચૂંટણીમાં સૌથી આગળ આવી અને ફાસીવાદ સામેના લડવૈયા તરીકે આંતરરાષ્ટ્રીય યશ પામેલા ડીમીટ્રોવની રાહબરી નીચે ત્યાં નૂતન લોકશાહીનો આરંભ થયો.

પોલેન્ડમાં લોકશાહીની ઘટના જરાક અઘરી હતી અહીં મોટા મોટા જમીનદારોનો શાસકવર્ગ હતો. અહીં લશ્કરી સેનાપતિઓની સરકાર હતી. એ સરકારના આગેવાન જનરલ બેકે હિટલર સાથેનો મેળ બીજા વિશ્વયુદ્ધના આરંભ સુધી જાગતો રાખ્યો હતો.

પણ પછી એનાં શાનદાર લશ્કરો પરાજય પામ્યાં અને એનો યશ ઓગળી ગયો પછી પીલસુદસ્કીના સમયની લશ્કરવાદના પગક્રમોની દંતકથાઓ મોળી પડી ગઈ પછી પરાજિત સરકાર લંડનમાં જઇને બેઠી.

અને અહીં પોલેન્ડમાં લશ્કરવાદનાં દમનોને લીધે સામ્યવાદી પક્ષ તો હતો નહિ પોલીશ કામદાર સંઘ ૧૯૪૩મા જ સ્થપાયો હતો. કામદાર-પક્ષમાં જ સામ્યવાદી તત્ત્વો ભોંયભીતર રહીને નાઝીઓ સામે લડતાં રહ્યાં. લડાયક કામદાર-વર્ગની આસપાસ જનતાનું રાજકારણ ફરી વાર આકાર ધરવા લાગ્યું અને ફાસીવાદના પતન પછીની ચૂંટણીમાં લોકશાહી આગેવાનો જ ચૂંટાયા પણ પોલેન્ડની ધરતીમાં પહેલી વાર ઊગતી લોકશાહી ઘટના સામેની જમીનદારી રજવાડી પ્રત્યાઘાતી પરિસ્થિતિ યુગોસ્લાવ કે બલ્ગેરિયા કરતાં વધારે કઠણ હતી

ઝેકોસ્લોવાકિયામાં તો ત્યાંનો મૂડીવાદ હિટલર-આક્રમણને આવકારીને પામર પુરવાર થઈ ચૂક્યો હતો. અહીં બેનીસની આગેવાનીવાળા સમાજવાદી પક્ષની સારી એવી અસર જનતામાં હતી. ઝેકોસ્લોવાકિયાના પતન પછી કોમ્યુનિસ્ટ પક્ષ ભોંયભીતર થયો

હતો અને નાઝી લશ્કરવાદ સામે છૂટાછવાયા હુમલા જારી રાખતો હતો. અહીંનો કામદાર-વર્ગ રાજકીય ભાનવાળો, પાકટ અને લડાયક હતો. એણે જર્મનો ભાગ્યા ત્યારે કારખાનાંઓનો કબજો કર્યો અને નામચીન મૂડીવાદીઓને ગિરફતાર કર્યા અને સરકાર હાથ કરી.

અને યુગોસ્લાવિયા, બલ્ગેરિયા, પોલૅન્ડ, ઝેકોસ્લોવાકિયા અને પછીથી આલબેનિયામાં નૂતન લોકશાહી ઘટનાઓનો આરંભ થયો.

એ લોકશાહી ઘટનાનો મૂળ પાયો જમીનદારી પ્રથાનો નાશ અને ઉદ્યોગો તથા બૅન્કો વગેરેના રાષ્ટ્રીયકરણ પર આરંભાયો. અહીં જ લોકશાહી સરકારોમાં પહેલી વાર ઇજારવાદી મૂડીવાદીઓને બદલે લોકજનતા અથવા શ્રમમાનવેના જ હિતનું રક્ષણ સરકારે સ્વીકાર્યું.

ઇતિહાસમાં પહેલી વાર આ સરકારનું સ્વરૂપલક્ષણ કામદાર સરમુખત્યારી કે મૂડીવાદી સરમુખત્યારી વિનાનું બન્યું. સોવિયેટ યુનિયનમાં બન્યું તેવું અહીં જૂની સરકારનું યંત્ર ખતમ થઈ ગયું નહિ પણ કાયાપલટ પામ્યું. આ લોકશાહી તંત્રો મૂડીવાદી નહિ અને સમાજવાદી પણ નહિ પરંતુ ઉત્પાદનનાં મુખ્ય સાધનોને રાષ્ટ્રીય બનાવનારા તંત્રો બનીને સમાજવાદી ઘટના તરફ આગળ વધવા લાગ્યા.

આ નૂતન પ્રકારની લોકશાહી ઘટનાએ મૂડીવાદી કમકાણું-માં એક મોટું ગાબડું પાડ્યું. અહીં અંગત મિલકત હોવા છતાં, ખેડૂતો જમીનના માલિક હોવા છતાં, દુકાનદાર દુકાનનો અને કારીગર પોતાના નાના કારખાનાનો માલિક છતાં, મૂળભૂત ઉદ્યોગોને રાષ્ટ્રીય બનાવીને અને સરકારને જનતાનાં હિતોની રક્ષક અને વાહક બનાવીને આ નૂતન લોકશાહી ઘટનાઓ મૂડીવાદી દુનિયા-ની સામ્રાજ્યવાદના રસ્તાઓમાં નવી દીવાલો જેવી દેખાઈ ગઈ.

આ નૂતન લોકશાહીઓનું મુખ્ય સ્વરૂપ એ હતું કે, તેમાં

સરકારી તંત્ર મૂડીવાદી વર્ગના હાથમાં ન રહ્યું પણ કામદાર જનતાના હાથમાં આવ્યું અને એટલે સરકારી તંત્ર મૂડીવાદનું ઇજારવાદનું આયુધ રહેવાને બદલે જનતાની સમાજવાદી સમાજ-ઘટનાનાં સ્વરૂપો બાંધનારું સાધન કે આયુધ બન્યું.

એટલે જ જમીન, ઉદ્યોગો અને બેન્કોને રાષ્ટ્રીય બનાવવી એટલે જનતાની હકૂમતવાળી બનાવવી એવો નૂતન અર્થ અહીં ઘડાયો. એટલે જ રાષ્ટ્રીયકરણ અહીં ક્રાન્તિકારી બની શક્યું.

એ ક્રાન્તિકારી રાષ્ટ્રીયકરણ એટલે જર્મનીમાં હિટલરની હકૂમતે કર્યું હતુ તેવુ કે ઇંગ્લેંડની કહેવાતી મજૂર સરકારે બેન્કોનું રાષ્ટ્રીયકરણ કર્યું હતું તેવુ ન હતુ પણ માલિકોને બિલકુલ બદલો આપ્યા વિના જનતાનાં જ હિત માટે એ રાષ્ટ્રીયકરણ આરંભાયાં અને એથી આજ સુધીમાં આર્થિક કટોકટીને ટપી જવા રાષ્ટ્રીય-કરણ કરતી મૂડીવાદી ઇજારવાદી સરકારોનાં રાષ્ટ્રીયકરણની જાત પરખાઇ ગઇ. ત્યાં તો સરકારી તંત્રીનો વાહક મૂડીવાદી ઇજારવાદી વર્ગ પોતાની જ સમાજઘટના સાચવવા મૂડીવાદી રીતે રાષ્ટ્રીયકરણ કરતો હતો. અહીં ઇતિહાસમાં પહેલી વાર મૂડીવાદી સમાજઘટનાનો નાશ કરવા જનતાની સરકારોએ કોઇ પણ જાતનાં વળતર આપ્યા વિના સમાજવાદી ઘટના તરફ જવા માટે રાષ્ટ્રીયકરણ આરંભ્યાં.

એ રીતે ઇતિહાસમાં પહેલી વાર મૂડીવાદી લોકશાહી અને નૂતન લોકશાહી વચ્ચેનું અંતર સાફ દેખાયું.

એથી ઉદ્યોગો સાચી રીતે સામાજિક બન્યા. એથી જ હજારો વરસથી જમીનના માલિક બનેલા માલિકોનુ રજવાડી અર્થકારણ અને રાજકારણ અંત પામવા લાગ્યું. જમીનદારોની મોટી જાગીરો ખતમ થઇ અને ખેડૂતોમાં વહેંચાઇ ગઇ

એમ બીજા વિશ્વયુદ્ધના ઉપસંહારમાં માર્કસવાદનો આચાર પાવા પૂર્વ યુરોપનાં આનાં માનવો બેસી ગયાં. નવા જમાનના

આકાર ઘડવામાં જૂના જગત પર નૂતન લોકશાહીનો પહેલો કદમ ઊપડી ચૂક્યો. પૂર્વ યૂરોપ અને દક્ષિણ યૂરોપની ધરતી પર અગ્નિપરીક્ષાઓ પસાર કરીને જનતાક્રાંત યુગ યુગની છલંગો ભરવા લાગી.

મૂડીવાદી દુનિયાના નફાખોરોમાં આથી કોલાહલ થયો. અંગ્રેજી શાહીવાદની મૂંઝવણ વધી ગઈ. અમરિકી ડૉલર-શાહીવાદનો જગત જીતવા નીકળતો રણરથ આ લોકશાહી ઘટનાઓની હસ્તીને જ પ્રચંડ પ્રતિકાર જેવી દેખતો વિમાસણમાં પડ્યો.

અમરિકાના વિગ્રહખોર બનેલા શાહીવાદે પોતાની મેલી મુરાદોના માર્ગો વચ્ચે આડો પડેલો આ લોકમોરચો દીઠો.

એમ પાછા બે મોરચાઓ સામસામા આવી ગયા. અમરિકી શાહીવાદે લોકશાહીના મોરચાઓ ભેદવાની કારવાહી તો ક્યારની ય શરૂ કરી દીધી હતી. એ કારવાહીની એણે એક યોજના નવી ઘડી. એનું નામ માર્શલ-યોજના. એ યોજના પશ્ચિમ યૂરોપના પ્રત્યાઘાતીઓની આર્થિક યોજના હતી. અમરિકી ડૉલર-દાનવો એ યોજના લઈને પૂર્વની લોકશાહી ઘટનાઓ સામે જર્મનીના ઈજારવાદી યુદ્ધઉદ્યોગોને ફરી વાર ચાલુ કરી રહ્યા.

ત્યારે ૧૯૪૭ના ઑક્ટોબરના પાંચમા દિવસે મૉસ્કોથી પેરીસ સુધીના નવ પાટનગરોમાંથી એક કોમ્યુનીક નીકળ્યું અને જાહેરાત થઈ કે સપ્ટેમ્બરમાં નવ દેશોના કોમ્યુનિસ્ટ પક્ષોના પ્રતિનિધિઓની એક ખાનગી સભા વૉરસોમાં મળી ગઈ.

એ આંતરરાષ્ટ્રીય સભાએ જાહેર કર્યું કે લોકશાહીઓને ખતમ કરવાની આક્રમણકારી હિલચાલો અમરિકાની આગેવાની નીચે શાહીવાદોએ શરૂ કરી દીધી છે. વિશ્વશાંતિ પરનું અને લોકશાહી ઘટનાઓ પરનું એ જંગલી આક્રમણ અમરિકી શાહીવાદે તમામ ક્ષેત્રોમાં આરંભી દીધું છે.

ટ્રુમેન-માર્શલ યોજના એ યુનાઈટેડ સ્ટેટ્સની આક્રમણ-

ઓરી નીતિનો માત્ર યરોપીય વિભાગ છે. યરોપને એ રીતે ગુલામ બનાવતો અમરિકી શાહીવાદ ચીન, ઇન્ડોનેશિયા અને લેટીન અમરિકા પર પણ ત્રાટકી પડ્યો છે.

અને યરોપ તથા એશિયા પર વિગ્રહ ઉતારવા આક્રમણખોર ડોલર-શાહીવાદ જર્મની અને જાપાનના પ્રત્યાઘાતીઓને આયુધો સજ્જ રહ્યો છે તથા પોતાની આગેવાની નીચે તેમને પગભર કરી રહ્યો છે.

એ ઉપરાંત અમરિકી શાહીવાદીઓના આ આક્રમણખોર મોરચામા દગાખોર મવાળ સમાજવાદીઓ સામેલ થઈ ગયા છે. એ કાવતરાબાજોના નામ ફ્રાન્સમાં બ્લુમ છે. ઇંગ્લેંડમા એટલી અને બેવીન છે, જર્મનીમાં સ્કુમેચર અને ઓસ્ટ્રિયામાં રેનર તથા ઇટાલીમા સારાગાટ છે.

એ કાવતરાખોરો અમરિકી વિગ્રહખોરોની આક્રમક યોજના પહેલાં પોતાની લોકશાહી અને સમાજવાદી શબ્દજાળના પડદા પાથરે છે પણ એ બધા શાહીવાદીઓના જ નીચ દલાલો છે તથા કામદારો અને જનતામા ભંગાણ નીતિની ફાચરો મારે છે. અંગ્રેજ શાહીવાદની સેવા એ રીતે બેવીનની ટોળકી બજાવી રહી છે.

એ સંજોગોમાં તમામ શાહીવાદી-વિરોધી અને લોકશાહી તત્ત્વોએ સંયુક્ત મોરચો રચવો જોઈએ તથા અમરિકી શાહીવાદની જગત જીતવાની વિગ્રહખોર યોજનાને ખતમ કરવી જોઈએ.

એટલે એ સંજોગોમા કોમ્યુનિસ્ટ પક્ષો પોતપોતાના દેશમાં લોકશાહીનો અને લોકઆઝાદીનો ઝંડો ઊંચો કરે છે તથા શાહીવાદી આક્રમણખોરી સામે છેવટ સુધી લડવાની પોતાની ફરજ સ્વીકારે છે.

એવો એ કોમીનફોર્મ મોરચો જનતાકન જબરનો બેલ ગ્રામાં બેઠો.

પ્રકરણ બારમું

# અંધારા દેશ પર નાશની નોબત

સામાજિક વિકાસનાં ઇતિહાસનાં પરિબળોનો પરિચય આપીને કાર્લ માર્ક્સે અને તેના ભેરુબંધ એંગલ્સે જગતજોગ જાહેરનામું પેશ કરીને કહ્યું હતું, 'મૂડીવાદી ભૂતાવળો સાવધાન ... તમારા નાશની નોબત વાગી ચૂકી છે.'



અને પછી એ નોબતનાં ચોઘડિયાં વાગ્યા જ કર્યાં. આજે એને એક સૈકો પૂરો થયો છે.

સો સો વરસનાં વહાણાંમાં વાગ્યા કરતી એ નાશની નોબતનાં ડંકાનિશાન નીચે સામ્રાજ્યોની ઘોર ખોદાઇ ગઇ. એક પછી બીજી ક્રાન્તિકારી ઉછાવની વણઝારો વહ્યા કરી. જગતના મૂડીવાદી કમઠાણનાં કરચલાંઓ એ માનવ–ઉછાવથી બચવા મહાસંહાર મચાવતાં નેપોલિયનિક વિગ્રહો માંડતા, પહેલા વિશ્વયુદ્ધમાં જગતજનતાને ઝબોળતા, ફાસીવાદી હેવાનિયતની ધરી ગુફાઓમાંથી બીજા વિશ્વયુદ્ધની પૈશાચિકતા ખુલ્લી મૂકતાં અને પછી નુરેંબર્ગની વિશ્વઅદાલતના ઇન્સાફના ચુકાદાઓ પર ચઢીને, બચી જઇને પાછા વિશ્વમૂડીવાદી કમઠાણને બચાવવા અમરિકી શાહીવાદના અખાડાઓમાં ભરાઈ ગયા છે અને ત્યાંથી આજે શોર મચાવી રહ્યાં છે:

'અમારી પાસે અણુબોમ્બ છે. અમે સામ્યવાદનો સંહાર

કરીએ છીએ...અમે સોવિયટ પર ચઢાઈ કરવાનાં છીએ.'

પણ પેલી વણઝાર તો આગળ વધ્યે જ જાય છે એણે પેશ કરેલા જગતજનતાના જાહેરનામા પછી આજે એની તાકાતને વિકાસ કેવો સર્વાંગી બન્યો છે! આજે એક મહાન દેશમાં એની સોવિયટ સરકાર છે. બીજા મહાન ચીન દેશમા એની લોકસેનાઓ છે, પૂર્વ યરોપના ગઈકાલે પછાત ગણાતા દેશોએ આજે લોકશાસનની અપૂર્વ છબીઓ ઘડવા માંડી છે. આજે 'જગતભરનાં કામદારો એક હો'ની એકસો વરસ પર ઊઠેલી ગણહાકની લડાયક ઘટના વિશ્વકામદાર સઘના સંગઠનમા ઘડાઈ રહી છે.

અને તો ય અમેરિકી જનતા પર યાતનાગારો રચતાં, અને જગતજનતાનો સંહાર માગતા પેલા વિશ્વમૂડીવાદના કરચલાંઓ અમેરિકી શાહીવાદની ગોઝારી ગુફાઓમાં ભરાઈને કહે છે, 'ઇતિહાસની આગેકૂચને અમે અટકાવી દઇશુ'

પણ એ શાહીવાદ તો અસાધ્ય એવી આર્થિક આંધી પર ચઢી ચૂક્યો છે. મૂડીવાદી ઘટનાના વ્યાઘાતો અહીં વિકરાળ રીતે મૂર્ત થયા છે. આખી દુનિયા પર ઊડની આર્થિક આધી અહીં ઊડી ને ઊંડી ઊતરતી જાય છે. અહીં ખુવાર બનતી જનતા બેકારી અને ભૂખમગમાં ધસડાય છે તથા અહીં જ અનેક રૂપોવાળા દમન અમરિકાને યાતનાગાર બનાવે છે.

પણ તો ય પેલા શાહીવાદી શામકાકાઓ કહે છે, 'દુનિયાની વસતિના છટકાવાળો, દુનિયાના સાત ટકા સ્થળ પર પથરાયલા અમારા એકલા દેશ પર જ આર્થિક આધી આવવાની નથી'

'કારણકે દુનિયાનાં કારખાનાંઓના તમામ ઉત્પાદનોના સાઠ ટકા જેટલો માલ અમારે ત્યાં બને છે, દુનિયાના લડાયક જહાજો અમારે ત્યાં ૬૭ ટકા છે તથા લડાયક વિમાનો ૬૦ ટકા છે. અમારે ત્યાં આખી દુનિયાનાં પચોતેર ટકા વેપારી વહાણો છે

અને ૭૫ ટમ સફરી વિમાનો છે અને જગતભરનાં યંત્રો ચલાવતી અશ્વશક્તિમાં અરધોઅરધ અશ્વશક્તિ અમારી કોલસાની ખાણો અને તેલના કૂવા અમને આપે છે.'

'પણ તમારી માનવ–ઇન્સાફની ઘટના ?'

અને એવા સહજ સવાલના જવાબમાં શામકાકાઓના દેશના ખૂણે ખૂણેથી અંધારાં કૂડાળાંની હેવાનિયત ફરવા માંડે છે:

મહાન વોશિંગટન અને મહાન રૂઝવેલ્ટના એ મહાન દેશને અખિલાઈ કૂવો બનાવતો શાહીવાદનો મહાન હિંદુજી ટ્રુમેન મગરૂર બનીને કહે છે કે, 'આપણી જ પાસે જગતભરમાં સૌથી મોટી, સૌથી વધારે શ્રીમંત તથા સૌથી વધારે ઉત્પાદન કરવાવાળી યંત્રઘટના છે'

'અને આપણી પાસે અમેરિકી રીતરસમ છે આપણી પાસે જગત જીતવાની માર્શલ–યોજના છે આપણને લાગવાને જગત પર અમેરિકી ઘટના રચવાની જવાબદારી સુપરત કરી છે'

જાણે આ હડકવા સાંભળતી જઘીસખાન, તૈમુર, નેપોલિયન, કૈઝર અને હિટલર–મુસાની કબરો પણ કંપી ઊઠે છે '

આજે જ્યારે જગતક્રાન્તિની ઐતિહાસિક જાહેરાત પર કાળનો કાંટો એક સૈકો પૂરો કરે છે ત્યારે અમેરિકી શાહીવાદ આગેકૂચના કાંટાને પાછો મૂકી દેવા, લોકશાસનના સંહારનો ઝંડો લઈને જગતભરમાં ઘૂમવા માંડ્યો છે

એ ઝંડાના ધારણ કરવાવાળા ચાકરી પિશાચો આજે માર્ક્સ અને લેનિનવાદ સામે જેહાદ જગવતા પૂર્વ યુરોપમાં અને આખા એશિયામાં મુક્ત વ્યાપારનો હડકવા ગાતા જગતભરમાં અમેરિકી ડોલરનું બજાર સ્થાપવા દુનિયાને અમેરિકી નફાખોરીનું સ્મશાન બનાવવા નીકળી પડ્યા છે અને જગતજનતાની પ્રચંડ તાકાત જેવા સોવિયેટ યુનિયન સામે વિગ્રહની ઘોષણા કરી રહ્યા છે

એ ડૉલર-બર્મરો જગતને ભયાનક વિશ્વવિગ્રહમાં ધકેલવાની તૈયારીઓ કરી રહ્યા છે. ફાસીવાદીઓની ગુફાઓ ફંફોડતા તેમને અમરિકી પોશાક અને અમરિકી આયુધ સજી રહ્યા છે, અને આ સંહારની સ્વારીને પોતાને ત્યાંથી જગત પર ઉતારવાનો રસ્તો બાંધવા અમરિકી લોકશાહીના એકેએક રૂપ પર દમનો, યાતનાઓ અને જુલ્મોનું રોલર ફેરવવા લાગ્યા છે.

અમરિકી વિગ્રહખોર શાહીવાદી બર્મરો જેવા હુવરો, ટાફ્ટો, ડયુમીઓ, વેંડેનબર્ગો, બ્યારનીસો, રેનકીનો, હર્સ્ટો, માર્શલો અને મેકઆર્થરો આજે ટ્રુમેનને ડૉલર-હાથીની અંબાડી પર બેસાડીને જગત ખૂંદવાની સ્વારી કાઢવાની તડામાર તૈયારીઓ કરી રહ્યા છે.

ત્યારે 'અંકલ રુક અવ'ના અનેક પ્રતિકારો અમરિકી જનતામાંથી ઊઠે છે. ત્યારે કોલંબિયા વિદ્યાપીઠનો એક મશહૂર સ્થિતિચુસ્ત અધ્યાપક કૉમેગર પણ આ પૈશાચિકતા સામે હાર્પર્સ સામયિકમાં સપ્ટેમ્બર અંકમાં ત્રાડ પાડી ઊઠયો છે કે આ શાહીવાદી શંભુમેળો, 'અંગત, સ્વાર્થી અને અસાધ્ય એવા રોગથી ખરડાયલો દેખાય છે.........'

અને એ કહે છે કે, આ શંભુમેળાના આકારમાં 'પ્રતિષ્ઠા જેવો શબ્દ પણ વેશ્યાના મોઢામાં પ્રેમ જેવો ગંધાય છે... એમની પ્રતિષ્ઠાના પરચામાંથી તો અમરિકી રાષ્ટ્રનો વૉશિંગટન, જેફરસન, પેઈન, ગૅરીસન કે લીંકન જેવો કોઈ પણ મહાન અમરિકન પાર ઊતરી શકે તેમ નથી.'

પણ અમરિકી ડૉલર-દાનવો તેથી અટકે તેમ નથી. જો આજે મહાન રૂઝવેલ્ટ હોત તો! પણ અમરિકી જનતાની આશાઓ અને ઊર્મિઓને પોતાના દિલમાં સંઘરી શકનાર એ મહાન અમરિકન આજે કબરમાં સૂતો છે અને એના પદને ભ્રષ્ટ કરનાર ટ્રુમેન-ટોળકીઓએ એના દિલની લોકનસીરના તમામ

તારને ઓક, ચીની અને સ્પેનીશ દેશભક્તોના લોહીમાં ધોઈ નાખવા માંડ્યાં છે.

એ તો ટ્રુમેન-તરીકા છે. જ્યારે પેલા મહાન અમરિકનની સ્મશાનયાત્રામાં આખું જગત આંસુ સારતું હતું ત્યારે ટ્રુમેન અને ટોળકીની કંપની એ તરીકા રચતી હતી અને ફ્રેંક્લીન-ડીલાનો રૂઝવેલ્ટનો બીજો ઘાત કરતી હતી.

આજે અમરિકી વિગ્રહખોરો, વોલસ્ટ્રીટના સટોડિયા શામ-કાકાઓ આખી દુનિયાને જોખી નાખવા તૈયાર થયા છે. આજે જ જગત-જનતાએ પોતાની આઝાદીની હિલચાલોમાં જે કંઈ સંપાદન કર્યું છે, તેને કસોટી પર ચઢવાનો સમય આવી પહોંચતો દેખાય છે.

અમરિકી જનતાજોગ એ કપરો કાળ આજે આરંભાઈ જાય છે. આખી દુનિયા પર પહોંચવા અહીંથી જ પ્રત્યાઘાત સ્વાના થઈ ચૂક્યો છે. અમરિકાનાં નગરો એ પ્રત્યાઘાતની ખોડો બનતાં દેખાય છે. અમરિકાનાં લોકશાહી તંદનામાં પર એ પ્રત્યાઘાત પીંછી ફેરવતો માલમ પડે છે.

પણ ત્યારે જ આજે શાહીવાદી શામકાકાઓના સ્કાયસ્ક્રેપર આવાસો પર પણ આર્થિક આંધીના ઓળા ઘેરાવા માંડ્યા છે. અમરિકી જનતાનો અવાજ ચારે કોરથી ઊઠવા માંડ્યો છે. અમરિકી શાહીવાદે રચેલાં દમનોની ચોકીઓ ભેદીને અમરિકી અપરાધી શામકાકાઓનાં ભંડારિયાંમાં પણ કાળના પડઘા પડે છે.

શામકાકાઓના કાનમાં કાળનો ડંકો આજે એક શતકના કાન્ત પડઘા પાડનો અથડાય છે. જગતજનતાનો અમરિકી શાહીવાદી દુશ્મન શામકાકો એની સુંવાળી સેજમાં સળવળતો જગતને ભરખી જવા નાકળેલા અજગર જેવો લવે છે, 'એ શાનો કોલાહલ છે?'

અને એના કાનમાં જાણે ઊકળતું તેલ રેડાય છે, 'એ તો તેરતો પેલાં મજૂરિયાં...પાછાં ચાલીઓમાંથી બહાર નીકળીને રસ્તા પર ઊભરાય છે...આજે ૧૯૪૭ના આખરી દિવસોની નાતાલમાં એ લોક કહે છે કે કોમ્યુનિસ્ટ જાહેરનામાનું પહેલું શતક પૂરું થાય છે.'

અને શામકાકાની અંધરાતી ખૂનખોર નજરમાં એક આભાસ દેખાય છે.

એ જ આભાસની વાત ત્યારે માર્ક્સ એંગલ્સે કરી હતી. એમણે કહ્યું હતું, 'એ...એ આભાસ જેણે આજ સુધી જગત-જનતાના જાલિમોની ઊંઘને ખાટી કર્યાં કરી છે તે આભાસ...'

અને અમરિકી શાહીવાદી દાનવ એની ખૂની સેજમાં સળવળતો બબડે છે, 'એ આભાસને જ આપણે બેરકાયદેસર કર્યો છે...કરોડો ડોલર ખરચીને એને આપણે નીંદ્યો છે...અને નકાર્યો છે...તે આભાસ...જેને આપણા ફાંકાએ સંહાર્યો'તો...

'જેને સાત સાત સંહારસંગ્રામોમાં આપણા ચિનાઈ દલાલ ચાંગ-કાઈ-શેકે સંહાર્યો કર્યો'તો અને જેને આપણા હિટલરે નુરેંબર્ગના ચોગાનમાં વીંધ્યા કર્યો'તો...મીડાનેકની ભઠ્ઠીઓમાં લાખોની સંખ્યામાં જીવતો સળગાવ્યો'તો...અને જેને આપણા ગ્રીક રજવાડાએ, આપણા ઇરાની તેલ-માલિકોએ...આપણા જાપાની મેકઆર્થરે...અને...આપણે ત્યાં આપણા આડતિયાએ જે આભાસને...તે જ આભાસ......'

તે જ આભાસ આજે પાછો જગતભરની માનવતાનાં આઝાદીનાં સ્વપ્નોની રેખાઓમાં અંકાયલો, શાનદાર શહાદત જેવો અમરિકી પિશાચની મીઠી ઊંઘને વિખેરી નાખતો હતો.

'એ આભાસનું નામ સામ્યવાદ છે' એમ ત્યારે જગત-ક્રાન્તિના બે વિપ્લવની પાંખ જેવા માર્ક્સ-એંગલ્સ લખતા હતા,

'અને એ આભાસના નામમાં જગતભરના જાતિમોને અમે પડકારીએ છીએ,' એમ જાહેર કરતા હતા

એ જાહેરાત ૧૮૪૭ના અંતમાં લખાઈને ૧૮૪૮ના ફેબ્રુઆરીમા જગતભરમાં જગક્રાન્તિની ઉષાના અવાજ જેવી લલકારતી હતી.

એ અવાજે સામાજિક વિજ્ઞાનમાં પ્રાણ પૂર્યા હતા એ અવાજે માર્કસવાદનો જન્મ પુકાર્યો હતો એ અવાજ જગતજનતાની લોકહિતચાહોનો વ્યૂહ બનીને અશ્રુયજ્ઞો શોધ્યા કરતો હતો

આજે અમરિકી શાહીવાદી પિશાચોને એ જ અવાજ જનસગાનનું આયુષ ખરીને કહેતો હતો, 'હું તમારા નાશની અનાહત નોબત છુ.'

# સળગતા જગતની પસંદગી...
# ચુનો કે અમરિકી શાહીવાદ?

બ્રિટન, ફ્રાન્સ અને અમરિકાએ બીજા વિશ્વયુદ્ધના આરંભ-
મા જગતજનતાને કચડી નાખવાની અને લોકસંગઠનોનો નાશ



કરવાની કારવાહી પાર પાડવાની તથા સોવિયેટ યુનિયનનો પરાજય કરવાની કામગીરીની આશા જર્મની અને જાપાનના ફાસીવાદ પર રાખી હતી.

એટલે જ એ શાહીવાદોએ મ્યુનીચ પોલિસી અજમાવી હતી અને ફાસીવાદી આક્રમણખોરોની ખુશીખુશામત આરંભી હતી. પણ અંગ્રેજ–ફ્રેંચ અને અમરિકી શાહીવાદીઓની એ કારવાહી નિષ્ફળ નીવડી. જર્મન–જાપાન અને રોમની ફામી તાદી ધરી સોવિયટનાં પાટનગરોનાં પાદરોમાં તૂટી ગઈ અને ફાસીવાદી પ્રત્યાઘાત પાછો પડયો.

ત્રીસ ત્રીસ વરસથી મૂડીવાદી–શાહીવાદી પ્રત્યાઘાતે એક પછી બીજાં આક્રમણો કર્યા જ કર્યાં હતાં. ત્રીસ ત્રીસ વરસ સુધી શાહીવાદી પિશાચો એક પછી બીજી વાર પ્રગતિને, લોકવિકાસને, જીવનની આગળ વધતી માનવ–હિલચાલને પાછી હટાવવા અનેક રૂપે ઊડયા જ કર્યા હતા.

પણ એ પૈશાચિકના કેવી પાછી પડયા જ કરી હતી! એ કોલચકો, ચર્ચિલો, હારથીઓ, હિટલરો, મુસોલીનીઓ, હીરોહીટો અને સ્પેનીશ ફ્રાંકો કેવા નાકામિયાબ નીવડયા હતા!

અને માનવતાના લોક–હિલચાલો આપભોગના અરવિ વહાવતી જ્વી એક પછી બીજી જીવનવિકાસની નૂતન ઊંચાઈ પર, ઉન્નતિ પર ચડતી હતી!

બીજા વિશ્વયુદ્ધનો અંત પણ શાહીવાદીઓએ ધાર્યો હતો તેવો નહિ પણ જનહિનય લોએ,, જીવનવિકાસનો આગળ ધપના પ્રવાહોએ નિર્મ્યો એવો ભવ્ય આવ્યો.

જનહિલચાલમાં તરબોળ બનેના દેશોમાં...એ યુગોસ્લાવ... એ પોલેન્ડ અને જીવનવિકાસના સંગ્રામનાં સગ્રામનગર બનેલાં એ લેનિનગ્રાડ...એ સ્ટાલિનગ્રાડ કેવાં દેશ કે નગર મટીને જીવનવિકાસનાં અદ્ભુત તરીકા જેવાં દેખાઈ ગયાં!

અને એક નવી જ જાતની, બિલકુલ જનતાની લોકસરકારો એ મહાસગ્રામની અગ્નિપરીક્ષામાથી ઊગી નીકળી જનતાનાં એ સ્વાયત્ત એકમો જર્યા, સરકાર, ઉદ્યોગ, વાહનવ્યવહાર, બેન્કો અને રાષ્ટ્ર જનતાના બન્યા. ઇતિહાસમા આવો ઉગમ મધ્ય, દક્ષિણ અને પૂર્વ યરોપમા પહેલી વાર દેખાયો

એ ઉગમમા આગેવાન મૂડીવાદી દુનિયામા સમાજવાદી ઘટનાનું સોવિયટ શ્રમમાનવોનું એકમ આંતરરાષ્ટ્રીય જીવનઘટનામાં પહેલી જ વાર સર્વોપરી પુરવાર થયુ

માનવજાતની જીવનઘટનાનો એ અપૂર્વ તમક્કો એક વીજળીપળ પર ચઢી જીવનવિકાસનો વિજય પુકારી ઊઠયો. સૈકાઓ પર છવાયલા જગતજનતાના આપભોગો પાછળનો સર્વસામાન્ય અભિલાષ એ ધન્ય પળ પર ચમકી ઊઠયો.

કેવી ઝડપી એ પળ હતી! ઇતિહાસ પર ચઢેલી જનસગ્રામના વિજયની એ ધન્ય ઘડીમાં માતાઓ અને બાળકોનાં આંસુ લૂછતો સ્ટાલિનગ્રાડનો લડવૈયો કેવો ધન્ય દેખાતો હતો!

જીવનના તમામ વ્યવસાયમાથી આવેલો એ લડવૈયો મોરચાના ચોગાનમા ઊજવાતા વિજયદિનની ઉષ્મામા લડાઈના ઘા રુઝવતો શાતિનો લડાયક બનતો હતો અને જ્યા વેરાન હતા ત્યાં પાછી વાડીઓ ઊગતી હતી, જ્યા ખ ડિયેરો હતાં ત્યાં જૂના કરતાં વધારે સારાં ઘરબાર ઘડાતાં હતા. નગરો અને ગ્રામપ્રદેશો પાછા નવજીવનના સાજ સજવા પુનર્ઘટનાની યોજનાઓનો અમલ કરતાં હતાં

'અહીં પાછા સમારભો ભરાશે ..અહીં પાછી પરિષદો બેસશે, અહીં જ દેશપરદેશના મહેમાનો સરકારસભાનોમા આવશે .. અને અહીં જ પાછાં જુવાનિયાંનાં લગ્નો ઊજવાશે અને પાછી હતી તેથી ય અતિ ઘણી સુંદર અમારી સોવિયટ વસતિમાં અમારાં

વીર-વીરાંગનાઓ, અમારા ઉદ્યોગવીરો અને અમારા લાખો શહીદોની અમર યાદથી છલકાતી પ્રેમની પ્યાલીઓ પીને અમે અમારા પ્યારા સ્ટાલિનની સરદારી નીચે નવી ને સમાન દુનિયાનાં સ્વપ્ન બાંધવાના છીએ ' એવો સોવિયટ યુવાન–યુવતીઓનો ક્રેવો ગુંજારવ ગુંજતો હતો ! પણ એ જુવાનીના ચહેરા પર હજુ ય ગનપાઉડર ના ધડાકા અને ધુવાની ગભીર રેખાઓ હતી, હજુ ય એમની છબીઓમા વિરામ પામેલાં વહાલા જનોની યાદો નહિ રુઝાયલી ઊભરાતી હતી, હજુ ય એમની માનવતાકાતથી ઊભરાતી હયેળી ઓમાં હથિયારો વીંઝવાનાં આટણ રહી ગયા હતાં પણ એ બધી રુક્ષ રેખાઓ એ મહાન બેટા–બેટીઓના દિલમા ઊભરાતી સમાન માનવતાવાળી નૂતન જગતની છબીને વધારે સુરમ્ય બનાવતી ઓપ આપતી હતી

ત્યારે જ જ્યારે હજુ બરલીન પર ચઢેલી શ્રમમાનવોની સેનાઓના તોપના ધડાકા વિલાયા નહોતા ત્યારે ચર્ચિલ ત્રીજા વિશ્વયુદ્ધની યોજનામા ચરીપતુ ચોકઠુ મૂકનો ચીસો પાડનો હતો અને ત્યારે જ અમરિકી ઇજારવાદીઓના છાપાં જગત જીનવાની અમરિકી શાહીવાદી ઘટનામાં જ આવતી કાલની દુનિયાની શાંતિ સાચવવાની છે એવાં મથાળાં બાવના બીજા દેશોમા લશ્કરી થાણાંઓને કાયમ કરવાના અગ્રલેખો લખાતાં હતાં ત્યારે જ્યારે વિશ્વયુદ્ધ ખતમ થયું હતુ તે જ પળે અમરિકી લશ્કરવાદ શસ્ત્ર-સરંજામને બમણો કરવાની યોજના રજૂ કરતો હતો, અમરિકી મૂડીવાદ યુદ્ધની નફાખોરીને કાયમ રાખવા ભાવનિયમન રદ કરી દેવાની માગણી મૂકતો હતો

અને એ બધાનો મુજરો ભરતો અમરિકી શાહીવાદી ટ્રુમેન અમરિકી કોંગ્રેસનું એંશીનુ ઉદ્ઘાટન ઊજવતો વોશિંગટન નગરમાં વોશિંગટનના લેખ પર કાજળ ફેરવતો અમરિકી શાહીવાદીઓ

પર જમણી પાંખ પર સ્મિત વરસાવતો પેનીસીલવાનિયા એવેન્યુ-માં આવેલા સફેદ સભાગૃહ પર લોકશાસનના નામ પર કલંક બનતો હતો. વાઈટહાઉસના અનેક ખંડો અને ભંડારિયામાં ડોલરદાનવોની પાશવી ઈચ્છાઓ પડઘા પાડતી હતી, ' આપણે આખી દુનિયા પર અમરિકી ઇજારાવાદની શાંતિ સ્થાપવાની ટ્રુમેન-ડોકટ્રીન ઘડી છે.'

સફેદ સભાગૃહનો એ નિયમ હતો કે જ્યારે ચર્ચા ચાલતી હોય ત્યારે ખુશાલી કે ખેદના કોઈ અવાજ શ્રોતાઓએ કરવા નહિ.

પણ પછી જગતભર પર સ્મશાનશાંતિ ઠોકીને જગત જીત-વાના અમરિકી તરીકાનો પહેલો કદમ જેવો ટ્રુમેનનો કદમ જ્યારે ઊંચકાયો, જ્યારે ટ્રુમેનના ખંધા અને ઠંડા સ્મિતની રેખાઓની જબાને કહ્યું કે, ' ગ્રીસ માટેની અમરિકન મદદ 'ની દરખાસ્ત હવે ચર્ચા માટે ખુલ્લી થાય છે ત્યારે ત્યાં સાચવી રખાયના અને હાજર રખાયના ઓક રજવાડી ગૃહસ્થોએ આનંદના પોકારો કર્યા. ઓક દેશના વહીવટમા અમરિકી દરમિયાનગીરીના આવકારમા સભાગૃહનું શિસ્ત ભુલાયુ

અને પછી બીજી દરખાસ્ત રજૂ થઈ જગત જીતવા જતા અમરિકી ડોલર-શાહીવાદીઓ માટે અમરિકામાં લોકશાંતિની જરૂર હતી એ જરૂરને પહોંચી વળવા અમરિકી શ્રમમાનવોને ગુલામ બનાવતો તેમના તમામ નાગરિક હક્કો છીનવી લેતો અમરિકી ઇતિહાસના ઘોર કલંક જેવો કાળો કાયદો ચર્ચા માટે રજૂ થયો અને ત્યાં તો શ્રોતાઓમાંથી ચિત્કાર ફૂટી ઊઠયો, ' મિસ્ટર સ્પીકર...અમરિકી જનતાને ગુલામ બનાવતો આ ખૂની ધારો...'

અને તરત જ એ પળનો ઉભરો પૂરો થાય તે પહેલાં જ અમરિકી ઇજારાવાદની ચોકી સાચવતા બે પડછંદ આયરીશ સિપાઈઓએ અમરિકી સભાગૃહના શિસ્તને તોડતા એ અવાજને ગેલેરીમાંથી બહાર ખેંચી કાઢયા

અમરિકી શાહીવાદની સરકારે બીજા વિશ્વયુદ્ધના અંતમાં જ એવી કારવાહી આરંભી દીધી અને તેણે જગતને સંભળાવી દીધું, 'ત્રીજું વિશ્વયુદ્ધ અનિવાર્ય છે, જગતની શાંતિ સાચવવા અમે અણુબોમ્બથી ત્રીજું વિશ્વયુદ્ધ છતવા માગીએ છીએ.'

જગતની જ શાંતિ સાચવવા પહેલું વિશ્વયુદ્ધ અનિવાર્ય છે એમ કૈઝરે, લોઈડ જ્યોર્જે અને કલીમેન–શોએ પણ કહ્યું હતું. જગત પર પાછી જર્મન ઢબની શાંતિ સ્થાપવા તો હિટલર, મુસોલીની અને હીરોહીટો પણ નીકળ્યા હતા. આજે એ જ વાત કરતો અમરિકી શાહીવાદ, ચર્ચિલ, બેવીન, દ–ગોલે, સ્મટ્સ, ફ્રાંકો અને ગ્રીસના રજવાડાને, ટરકીના જનાનખાનાને અને ચીનના ચાંગને પોતાના કંડિયામાં લાદીને ત્રીજા યુદ્ધનું ટોરખાનું વગાડતો હતો અને કહેતો હતો, 'આ બધું જગતની શાંતિને જ સાચવવા માટે છે હો!'

બબ્બે વિશ્વયુદ્ધોએ પેશ કરેલી જગતજનતાના સંહારની કારવાહી જગત પર ત્રીજી વાર ખુલ્લી મૂકવાની આગ ચાંપતો અમરિકી શાહીવાદનો રસાલો ટ્રુમેનનો, વેન્ડેનબર્ગનો અને માર્શલનો નીકળતો હતો.

નવા મહાસંહારની આગ પાછી જગત પર ચંપાતી હતી.

બીજા વિશ્વયુદ્ધ સમયની શાહીવાદી જમાતમાંથી જર્મની, ઇટાલી અને જાપાની શાહીવાદ લશ્કરી પરાજય પામ્યા હતા. ફ્રાન્સ નબળું પડ્યું હતું અને મહાન શાહીવાદોની હરોળમાંથી વિખૂટું પડ્યું હતું.

પણ ખોદાઈ ગયેલા પાયાઓ પર હજુ બ્રિટનનો શાહીવાદી પણ પોતાની જાતને ટકાવી રાખતો હતો અને બળવત્તર બનેલા અમરિકી શાહીવાદને આશરે પોતાનું ગલીચ જીવન જારી રાખવા માગતો હતો.

એમ કરતાં એણે અમરિકી શાહીવાદનું શરણુ સ્વીકારી લીધું હતું. જગતભરના માંધાતા બનેલા અમરિકી શાહીવાદે અંગ્રેજી મૂડીનાં સંસ્થાનો પર ડોલરની હકૂમત રચવા માંડી હતી. પૂર્વ અરેબિયા અને દક્ષિણપૂર્વ એશિયાના દેશો પર હવે ડોલર–શાહીવાદ ધરતી ખૂંદતો હતો. દક્ષિણુ અમરિકા જ્યાં અંગ્રેજી શાહીવાદનો કાબૂ હતો ત્યાં યુ એસ.એ ના શાહીવાદી દૂતો ભમતા હતા.

એવો અમરિકી શાહીવાદ મૂડીવાદી દુનિયામાં એકલો આગેવાન અને અતિ બળવાન બનીને જગત જીતવાનો ત્રીજો નરમેધ માંડવાને લાયક બનતો બોલતો હતો, 'વિશ્વશાંતિ માટે જ... અમરિકી ઢબની વિશ્વશાંતિ માટે અમે અણુબોમ્બના ઢગલા બનાવીને ત્રીજું વિશ્વયુદ્ધ લડવાના છીએ.'

જગત પર સંહારક વિગ્રહને ખુલ્લો મૂકનારા પહેલાં બે વિશ્વયુદ્ધોના આક્રમણખોરો બોલતા હતા તે જ જબાન અમરિકી શાહીવાદની તમામ સરકારી અને બિનસરકારી સંસ્થાઓ બોલવા માંડી. આક્રમણખોર ફાસીવાદીઓએ જનતાની હિલચાલ પર ઉગામેલાં ક્રૂર દમનો અમરિકી શાહીવાદે અમરિકી જનતા પર રચવા માંડ્યાં. વિગ્રહખોર ફાસીવાદીઓએ તમામ પ્રસાઘાતી દેશોના દેશદ્રોહીઓની કરી હતી તેવી પાયમી કતારિયા જમાવટ અમરિકી શાહીવાદે યુદ્ધના અંતથી જ આરંભી દીધી. બીજા દેશોની જનતાને કચડી નાખવાનો આક્રમણખોરોનો રહ અમરિકી શાહીવાદે આરંભી દીધો અને સામ્યવાદ સામેની લડાઈનો શોર કરીને જગતને ગુલામ બનાવવા નીકળેલા ફાસીવાદી આક્રમણખોરોની જ રીતરસમ અમરિકી શાહીવાદે અખત્યાર કરવા માંડી.

અમરિકાની સંસ્કૃતિ અને સંસ્કાર જંખવાયાં. અમરિકી ઇતિહાસની પગદંડી પર માનવખોર શાહીવાદના ચોકીપહેરા બેસી ગયા. અમરિકી લોકશાસનને સ્વદેશમાં પરાજય પમાડીને જગત–

ભારતના દેશોનાં લોકશાસન કચડવાનો અને તેમને ગુલામ બનાવવાનો કારભાર અમેરિકાએ આરંભી દીધો.

એ કારભારે અમેરિકી ધરતી પરથી રૂઝવેલ્ટના નામને ભૂંસવા માંડ્યું એ કારભાર નીચે ન્યુ–ડીલની કારવાહી કચડાઈ ગઈ એ કારભારે અમેરિકી મૂડીવાદે રચેલા સમાજવિરોધી અને જનતાવિરોધી તત્ત્વોને જગાડ્યાં એ કારભાર નીચે અમેરિકામાં એકવાર દેખાયલી કુ–કલક્ષ–ક્લાન નામની કે કે કે–ના નામથી નામીચી બનેલી હેવાનિયત જમાત ફરી વાર જીવતી થઈ આટલાંટા પાસે એ ટોળકીએ સ્ટોન માઉન્ટન પર ક્રોસ સળગાવીને પોતાની આગાહી ૧૯૪૫માં કરી ૧૯૪૬માં એ જમાત વતી એક ખરડો રજૂ થયો અને પછી, કે કે કે–ની ગરવાહીની ગર્જનાઓ પાછી અમેરિકા પર સંભળાઈ એ ગર્જનાઓમાં અમેરિકાભરમાંથી પછાત અને પ્રસાર પામતાં તત્ત્વો નવજીવન પામ્યાં દક્ષિણ અમેરિકાના કપાસિયા રાજ્યોએ આ હેવાનિયતને ખુલ્લી રીતે આવકારી. એક જ વરસમાં નવસો ટકા જેટલાં કોમી રમખાણો વધી પડ્યાં. દક્ષિણના કાળાં ખેતમજૂરો પરનો ત્રાસ અસહ્ય બની ગયો યહૂદીઓ પર અને નિગ્રો પર યાતનાઓનો આરંભ થઈ ગયો

જે ગલીચતામાંથી જગત જીતનારી આક્રમણખોરી આકાર ધરે છે તે ગલીચતા અમેરિકા પર ખુલ્લી મુકાવા માંડી છે ત્રીજા વિશ્વયુદ્ધના નકશા અમેરિકી આક્રમણખોર ચીતરવા બેઠા છે. અમેરિકાના ડૉલર-દાનવો શસ્ત્રસાજને બમણો બનાવીને જગતને મહાસંહારની આગ ચાંપી રહ્યા છે

પાછો પેલો વિકરાળ કાળ માનવજાતના દિલને કંપાવે છે ત્યારે જ્યારે આજથી દશ જ વરસ પહેલાં ઇટાલી, જર્મની અને જાપાનના શાહીવાદી વિગ્રહખોરો કાળી અને ભૂખરી ટોળીઓને સર્વસંહારનાં આયુધો આપી ઉત્પાત કરાવી, પ્રજાઓનો એકધારો

ઉચ્છેદ કરવાની, નગરોનાં નગરો તારાજ કરવાની શિસ્ત શીખવીને બીજા વિશ્વયુદ્ધના આરંભમાં જનસંહાર ખેલવા છૂટા છોડતા પહેલાં ૧૯૩૭ના નવેમ્બરના છઠ્ઠા દિવસે ધરીની રચના કરતા હતા. જર્મન-જાપાનીસ ધરીમાં ત્યારે ઇટાલી જોડાતું હતું.

આજે એને દશ વરસ વહી ગયાં. ધરી રચનાર આક્રમણખોરોની ધરીના ભુક્કા ઊડી ગયા. ધરીની ઘટના કરનારની માટી ઇતિહાસનો ઉકરડો બની ગઈ.

પણ તો ય દશ વરસમાં જ અમરિકી શાહીવાદ આજે એવી જ ધરી રચી રહ્યો છે. એ ધરી પર અંગ્રેજી શાહીવાદ જોતરાઈ ગયો છે. એ ધરીના હાથા તરીકે ફ્રાન્સના વિનીત સમાજવાદીઓ ઘડાવા માંડ્યા છે. એ ધરીનું હલાલખાનું ગ્રીસના પ્રત્યાઘાતીઓ પોતાના દેશને બનાવી રહ્યા છે.

એ ધરી પર અમરિકી શાહીવાદ જગત જીતવા નીકળે છે. એની ડોકટ્રીન ટ્રુમેન-ડોકટ્રીન છે. એની યોજના માર્શલ-યોજના છે. એનું આયુધ અણુબોમ્બ છે. એની રણહાક સામ્યવાદનો અને સોવિયટ યુનિયનનો સંહાર કરવાની છે.

સામ્યવાદનો સંહાર કરવાની રણહાક તો ત્રીસ વરસ પર યુરોપ-અમરિકાના શાહીવાદી બાજોએ બજાવી હતી કે પેટ્રોગ્રેડમાં લોકવરણે સરકારનો કબજો કર્યો છે, બોલશેવિકો સ્ત્રીઓનું રાષ્ટ્રીયકરણ કરવાના છે અને ગણિતનો નાશ કરવાના છે અને પછી મોઢામાં છરી ભરાવીને રખડનારા બોલશેવિક રખડુઓ આખી દુનિયા જીતવા નીકળવાના છે. સંસ્કારને બોલશેવિઝમથી બચાવો.

આજે ત્રીસ વરસ પછી જગતે પોતપોતાને ત્યાં લોકને દેખ્યો છે. બોલશેવિકનો એને લોકશાંતિના લડાયક રક્ષક તરીકે પરિચય થયો છે અને જગતભરના વૈજ્ઞાનિકોએ એને પુનર્ઘટનાના ગણિતનો અમલ કરતો તથા વિજ્ઞાનનાં સત્યોની ઉપાસના કરતો પિછાણ્યો છે.

તો ય આજે ત્રીસ વરસ પછી અમરિકી શાહીવાદના ડોલર-કાકુઓની જબાન પર એ જ રશુહાકની શરમ નીતરે છે.

અંગ્રેજી શાહીવાદનો કીડો ચર્ચિલ તો જમાનાનો ખાધેલ છે. ત્રીસ વરસ પર રૂસી જનક્રાન્તિ સામે એ પણ પગથી માથા સુધીનો ઝેરીલો બનીને ફૂંક્યો હતો. પણ બીજા વિશ્વયુદ્ધના એ બોલશેક લડવૈયાને રશિયા અને પૂર્વ યરોપ પર જનરણુથંભ રોપતો દેખીને એ ય મજબૂર બનીને કહેતો હતો, 'જગતભરમા એ અજોડ પુરવાર થયો છે પણ આજે પોતાને ત્યાંના વિનીત સમાજ-વાદીઓની સરકાર રચીને એ વિનીતોને પોતાના શાહીવાદી રચના ચોકિયાત કુત્તાઓ બનાવીને સરકારિતાની તમામ શરમ છોડીને એ ય પાછો વોલસ્ટ્રીટના શામકાકાઓની સારંગી બજાવતો બની ગયો છે અને માનવજાતના ભવ્ય ઇતિહાસની પગ પર ધૂળ ઉરાડી રહ્યો છે.

અને ફ્રાન્સમાં ૧૯૪૧ના ઓક્ટોબરનો એ ૨૨મો દિવસ હતો જ્યારે પતન પામેલા ફ્રાન્સ પર એક ગોઠવીને ઊભેલા હિટલરના મારાઓ વીંધી નાખેલાં ફ્રેંચ જનતાનાં કોમ્યુનિસ્ટ બેટા-બેટીઓની ભરેલી મડાગાડીઓ દફનાવ્યા કરતા હતા ત્યારે એક ગાડીમાથી એક સત્તર વરસનો સુકુમાર ફ્રેંચ દીકરો નીકળ્યો. એના શબને દેખતો પરવશ બનેલો ફ્રેંચ મજૂર કંપી ઊઠયો એની અવાક બનેલી કાયા આખી કંપી ઊઠી

ત્યારે જર્મન ફાસીવાદનો હત્યારો બોલ્યો, 'કોમ્યુનિસ્ટ.... કોમ્યુનિસ્ટ, નોટ ફ્રેંચમેન.'

અને માનવી અનુકંપાનો રોષ પેલા પરવશ ફ્રેંચ કલેવરમાં ભભૂકી ઊઠયો ફ્રેંચ કોમ્યુનિસ્ટોના દેહ પર ફ્રેંચ માટી ફેરવનારનો તીકમ નાઝી જલ્લાદની નૃશંસ ખોપરી પર ઊતરી પડ્યો.

એ વાતને આજે ૭હુ વરસ ખતમ થવા આવ્યુ હતું એટલા જ સમયમાં હિટલરના જલ્લાદની જબાનને પોતાના મોઢાની

ડાબલીમાં ગોઠવનાર દ-ગોલ અમરિકી શાહીવાદનું ચીંથરું ફરકાવતો અમરિકી વિગ્રહખોરની જબાન બોલતો હતો અને ફ્રેંચ દેશની આઝાદી માટે આપભોગના અવધિ વહાવનાર ફ્રેંચ જનતાનાં બેટા-બેટીઓની ગજબ શહાદતને દગો દેતો હતો.

એની અપરાધી ટોળકી અંગ્રેજી શાહીવાદના રાજનગરમાં પ્રત્યાઘાતના પાઠ ભણીને હવે આવી પહોંચી હતી. એ ટોળકીમાં શાહીવાદના રથમાં બેઠેલા ફ્રાન્સના વિનીત સમાજવાદીઓ હતા. એમણે દ ગોલ સાથે 'કોએલીશન' કર્યું હતું. એ શંભુમેળામાં પોતાં સરકારને વરમાળા પહેરાવનાર ગઈકાલના ફાસીવાદીઓ સામેલ થયા. એ દેશદ્રોહીઓનો આગેવાન ચાર્લ્સ મુરાસ, દ-ગોલનો માનીતો બન્યો. એ હરોળમાં વિનીત સમાજવાદી મહાશયો સાથે નફાખોરો, કાળાબજારિયા, પ્રત્યાઘાતીઓ અને પછાતો સામેલ થઈ ચૂક્યા છે અને મહાન ફ્રેંચ જનતા પર ૧૯૪૧ના અંતમાં વછૂટેલી હિટલરની જમાન પાછી જીવતી બની.

'પણ સમાજવાદીઓ અને......!'

'હા, સમાજવાદીઓ...વિનીત સમાજવાદીઓનું ગુનેગાર જીવન શાહીવાદના સથવારામાં જ આજ સુધી અધમ બનીને જીવ્યું છે. એમની અપરાધી છબીનો એ જ ઇતિહાસ છે.'

આજે બેલ્જિયમ અને ફ્રાન્સ તથા પશ્ચિમ યુરોપમાં વિનીત સમાજવાદીઓની જનતાનો દ્રોહ કરનારી, લોકમોરચો તોડનારી, કામદારવર્ગની હરોળમાં ભંગાણ પાડનારી અને પ્રત્યાઘાતીઓને શરણે જનારી કારવાઈ આજની જ નવી નથી. શાહીવાદીઓની આક્રમણખોર નીતિને એમણે ચાલીસ વરસથી એકધારી રીતે અપનાવી છે તથા ટેકી છે.

પહેલા વિશ્વયુદ્ધ વખતે જર્મનીના વિનીત સમાજવાદીઓમાં જર્મન શાહીવાદની આક્રમક નીતિને પોતાની શબ્દજાળનો

ઓપ આપી જનતાનો દ્રોહ કરનાર, હીનરીચ કુનો, લેન્ટશ, કોનરાડ અને પારવસ વગેરે વિનીત સમાજવાદી આગેવાનો હતા. એ આગેવાનો કહેતા હતા કે કૈઝર પછાત દેશો પર વિજયો મેળવી સાં સમાજવાદી ઘટનાને જરૂરી એવી પરિસ્થિતિ રચવા આક્રમણ કરે છે.

બીજા વિશ્વયુદ્ધ વખતે હિટલરના આક્રમણને ઓપ આપતો વિનીત સમાજવાદી ઓસ્કર પોલાક એવી જ વાત કરતો હતો હવે આક્રમણખોર શાહીવાદ અમરિકા બન્યો હોઈ અમરિકી ઇજારવાદીઓના પડખામાં પેસીને પશ્ચિમ યરોપના વિનીત સમાજવાદીઓએ જનતાનો છળ કરવાનો ભાવ ભજવવા માંડ્યો છે. એમણે અમરિકી ડોલર–દાનવોના બજારમાં પોતપોતાના ગષ્ટ્રનાં લિલામ આરંભી દીધાં છે.

ગ્રેટબ્રિટનનો કહેવાતો વિનીત સમાજવાદી મજૂરપક્ષ આજે બેશરમ બનીને માનવજાતનો દ્રોહ કરે છે બેલજિયમનો વિનીત સમાજવાદી સ્પાક અને બીજા વિશ્વયુદ્ધમાં હિટલરનો નામીચો વફાદાર પોલાક તથા જર્મનીના વિનીત સમાજવાદીઓમા શ્કુમેશર તથા રટેફર અને સ્પેનીશ રજવાડી સમાજવાદી પ્રીએટો અમરિકી આક્રમણખોરીની બોલબાલાઓ બની ચૂક્યા.

એ બધામાં મશહૂર તો ફ્રાન્સનો લીઓ બ્લુમ છે વિનીત સમાજવાદીઓના એ પીઢ નેતાએ વિનીત સમાજવાદી જનદ્રોહની છબી પોતાના નામમાં અંકિત કરી છે. એ અપરાધીઓનો વાદ આ નેતાના નામ પરથી પશ્ચિમ યરોપભરમાં 'બ્લુમિઝમ' તરીકે મશહૂર બન્યો છે.

આજે એ તમામ દેશોને પોતાની નાદાબંધીઓ ઉઠાવી લેવાની અને વોલસ્ટ્રીટના નફાખોર ઇજારદારોનાં બજાર ' ખોલવાની ભલામણ કરે છે એમ કરવાથી દુનિયા પર આંતરરાષ્ટ્રીય સમાજવાદી પ્રથા ઊગી નીકળશે એમ એનું માનવું છે.

આ ફ્રેંચ સમાજવાદી પર અમરિકી ડૉલર-દાનવો ખુશ-ખુશાલ છે. અમરિકન બેન્કરો આ વિનીત સમાજવાદી ચેલાઓ પર ફિદા બન્યા છે. ટ્રુમેન-ડૉક્ટ્રીન અને માર્શલ-યોજનાના વાહકો આ અપરાધીઓને આરાધતા જગત જીતવા નીકળી ચૂક્યા છે. વૉલ-સ્ટ્રીટના આક્રમણખોરોના ખૂની કદમો પર ફૂલ વેરનાર પશ્ચિમ યરોપના બ્લુમ, સ્પાક અને પોલાક જેવા વિનીત સમાજવાદી આગેવાનો છે.

અમરિકી શાહીવાદીઓના એ છોકરાઓ પહેલાં એમ કહેતા હતા કે જગતની એકેએક પ્રજાને સ્વનિર્ણયનો અધિકાર છે, હવે એ સમાજવાદી ગૃહસ્થો એમ કહે છે કે એકેએક રાષ્ટ્રને અમરિકી વાલીપણાને અંગીકાર કરવાનો હક્ક છે.

કારણકે એ જનતાનો દ્રોહ કરનારા આજે દેખે છે કે એમના અમરિકી માલિકોની તોપો અને યુદ્ધ-જહાજો ગ્રીસ અને ટરકીનાં બંદરો સાથે પ્રેમમાં પડ્યાં છે. આજે અમરિકી ઇજાર-વાદનાં આયુધો ચીન, ગ્રીસની જનતાનો સંહાર કરી રહ્યાં છે. એ વિનીત સમાજવાદી લોકદ્રોહીઓને મન એ બધું જ અમરિકી વાલીપણાના અંગીકારના જગતની પ્રજાઓના હક્ક માટે જ છે.

ત્યારે જગતનાં રાષ્ટ્રોને એ હક્ક આપવા હિટલર, મુસોલીની અને ટોજો નીકળ્યા હતા. આજે એ પંથ અમરિકી શાહીવાદે સ્વીકારી લીધો છે.

પણ ત્યારે અને આજ! ત્યાર કરતાં આજે જગતે કાયા પલટી છે. માનવજાતના ઇતિહાસમાં ક્યારે ય નહોતાં એવાં સંપૂર્ણ લોકશાસક ઘડો પૂર્વ, મધ્ય અને દક્ષિણ યરોપ પર નૂતન જગતની સમાન માનવતાભરી ન્યાયસમતાના જીવનવ્યવહારની યોજનાઓના આકાર ઘડે છે.

ફાસીવાદી પશુઓએ ઉજ્જડ બનાવેલા પ્રદેશો પર જીવન-લીલાની રેખાઓમાં એમણે માનવમાત્ર સમાનના જીવનવ્યવહારો

આક્રિન કરવા માંગ્યા છે અને એ દેશોએ અમરિકી ડોલર-ડાકુઓના શાહીવાદી પ્રપચને-માર્શલ યોજનાને પોતાની સરહદમાં પ્રવેશવાની મના કરીને સાફ જબાનમાં સબળાવી દીધુ છે કે અમરિકી આક્રમણખોરોના ડોલરનાં ઈંજક્શનો લીધા વિના અમારો જીવનક્રમ ઘડવાનો અમે નિરધાર કર્યો છે.

અને ત્યારે નહોતો તેવો આજે તો એશિયા પણ જાગી ઊઠયો છે. આરબ મધ્ય-પૂર્વથી લાલ ચીન તક અને ત્યાં દક્ષિણ-પૂર્વ પાસીફિકમાં હોલેન્ડના ડચ શાહીવાદમાં અંગ્રેજ-અમરિકી વિગ્રહખોરોએ સજ્જેલાં લશ્કરો પર જનપ્રકોપના ફિટકાર વરસે છે, તથા પૂર્વમાં મહાન હિંદ દેશને આંતરકલહના ડોળી સહારમાં હોમી દેનાર અંગ્રેજી શાહીવાદના પ્રપચ પર હિંદી માનવતાનો ફિટકાર વરસે છે.

અને ત્યારની જેમ આજે સોવિયટ યુનિયન મૂડીવાદી ડાકુ ઘટનામાં એકલોઅટૂલો સમાજવાદી જીવનઘટકનો દેશ નથી રહ્યો પણ દુનિયાની મહાન તાકાત બની ચૂક્યો છે. એણે જ પોતાને આંગણે વર્ગવિહીન સમાજઘટનાનો ન્યાય અંકિત કર્યો છે. એણે જ પોતાના યુગના આર્થિક અને સામાજિક સવાલો અવામની દષ્ટિએ ઊકેલ્યા છે.

અને એણે જ વિશ્વશાંતિની ઘટનાના જગત-મશહૂર યાલ્ટા, પોટસડામ વગેરેનાં તહનામાંને અમરિકી આક્રમણખોરોના પાદ-ઘાત નીચે કચડાતાં બચાવવા બધુ કર્યું છે એણે જ જગત-ભરમાં વિશ્વશાંતિની પરદેશનીતિને અખત્યાર કરી છે અને એ જ સોવિયટ દેશે અમરિકી શાહીવાદી દાનવને અડગ રહીને પડકાર્યો છે તથા આખી દુનિયાના શાંતિચાહકોને, લોકશાસનમાં માન-નારાઓને તથા લોકઉદ્દામોને અમરિકી શાહીવાદી વિગ્રહખોરની ચાલને થભાવી દેવા સયુક્ત મોરચો રચવાની હાકલ કરી છે.

લોકશાસક શાંતિની લડતનો એ સોવિયટ દેશ આગેવાન છે. ૧૯૧૭ના ઓક્ટોબરમાં એના ઉદ્ગમ સાથે જ જગતશાંતિના, શાહીવાદી દુશ્મનોને એણે એકધારા પડકાર્યા છે. ત્યારથી જ જનતાની શાંતિ ફેડતા વિગ્રહખોર શાહીવાદોએ એને પોતાના પહેલા નંબરનો દુશ્મન ગણ્યો છે, કારણકે યુદ્ધો અને વિગ્રહો મારફત જ પોતાની શોષણખોરી ટકાવી રાખતા શાહીવાદી ડાકુઓને ડારનાર એ જ એક લોકશાસક શ્રમમાનવોની ઘટના છે.

અમરિકાના મૂળ વતનીઓનો સંહાર કરી તેમનાં હાડપિંજરો પર પોતાનાં મહાલયો બાંધનાર અને આફ્રિકાની કાળી માનવતાને ગુલામ બનાવી અમન–ચમન કરનાર તથા પોતાના ઉત્પાદનના આકાર ઘડનાર અમરિકી માલિકો બીજા વિશ્વયુદ્ધના અંતમાં જ કહેવા લાગ્યા કે ' જે કંઈ સીઝરનું છે તે તેને પાછું સોંપી દો ' ત્યારે એ સીઝરોની જમાતને વિશ્વશાંતિનો ઘાત કરતી અટકી જવાની વાત સુણાવનાર સોવિયટ યુનિયન હતું.

એણે જ અડગ રીતે એ વાત જારી રાખી. એણે જ વિશ્વશાંતિની જવાબદારીવાળી સંયુક્ત રાષ્ટ્રસંઘની સંસ્થાને પોતાની ઓસરબાલા બનાવવા મથતા અમરિકી વિગ્રહખોરનો અડગ સામનો આરંભી દીધો. એણે યુનોને અમરિકાના વોલસ્ટ્રીટના શાહીવાદી ડાકુઓની દાસી બનવા દેવાનો મક્કમ ઇન્કાર કર્યો.

યુનોની આજ સુધીની તવારીખ પર, યુનોની દરેક બેઠકની જબાન પર ત્યારથી બે ભાષાઓ સંભળાઈ. અમરિકી શાહીવાદે યુનો પાસે પોતાનાં કાળાં કરતૂકોનો સ્વીકાર માગ્યો. યુનો પાસે એણે વોલસ્ટ્રીટના ડૉલર–ડાકુઓની વિગ્રહખોર નીતિ પર મંજૂરીની મહોર માગી. એ માગણીમાં અંગ્રેજી વિનીત સમાજવાદી શાહીવાદીઓએ, ફ્રેંચ શાહીવાદીઓએ પોતાના મત આપ્યા. અંગ્રેજી અને અમરિકી પ્યાદાંઓ બનેલી બીજી સરકારોએ આ

વિગ્રહખોરને અપનાવ્યો. એમણે જ દક્ષિણ આફ્રિકાના નામચીન સ્મટ્સને પોતાના મત આપ્યા.

પણ અમરિકી વિગ્રહખોર શાહીવાદની ચાલમાં યુનોના સંગઠનના પાયા જ અટવાતા હતા. યુનોની શરીરરચના આ આક્રમણખોરના પગમાં ઠોકર બનીને વાગતી હતી. યુનોની ઘટનાના પાયામાં સંયુક્ત રાષ્ટ્રસંઘનો ' ચારટર ' મુખ્ય હતો.

એ ' ચારટર ' પ્રમાણે યુનોની સલામતી સમિતિ પર જગતશાંતિ સાચવવાની અને આક્રમણને અટકાવવાની જવાબદારી મહાન રૂઝવેલ્ટની હાજરીમાં એનાયત થઈ હતી. એ જવાબદારીને અદા કરવા માટે જ જગતની પાંચ મહાન સત્તાઓના સર્વાનુમતે કાર્યવાહી કરવાનો તરીકો યોજાયો હતો. એ તરીકાને લીધે જ જગતમાં યુદ્ધ સળગાવવાનો ભય દૂર કરી શકાયો હતો.

એ તરીકાને લીધે જ સયુક્ત રાષ્ટ્રસંઘ પાંચ મહાન સત્તાઓનો સંયુક્ત મત બનીને જગતશાંતિ સાચવી શકે તેમ હતો. એ રીતે જ યુનો વિગ્રહખોરોને ડારીને જગતભરમાં લોકશાસનની રીત અજમાવી શકે તેમ હતો.

પણ એવી ઘટના વિગ્રહખોર અમરિકી શાહીવાદને આજે અડચણ કરતી હતી. એ ઘટનાને તોડવાની એની કારવાહી યોજાઈ ચૂકી હતી. યુનોના ચારટરને તોડવા, વોશિંગટનનું લોકઅધિકારનું તદ્દનામું તોડતો અમરિકી શાહીવાદ બેશરમ બનીને તૈયાર થતો હતો.

એ શાહીવાદી શાસકોને વિશ્વશાંતિ સાચવનાર યુનોની ઘટના નહોતી ખપતી. એને તો પોતાની વિગ્રહખોર યોજનાઓ પર પોતાની મહોર મારીને પોતાની ખૂની કારવાહી પર પડદો બને તેવી યુનોની ઘટનાની જરૂર હતી.

એટલે એ શાહીવાદી શાસકોએ કોમ્યુનિસ્ટો સામે, કોમ્યુનિઝમ સામે અને સોવિયટ સામે મોટા શોર શરૂ કર્યો. અમરિકી

શાહીવાદનાં બધાં પ્રચારયંત્રોએ સોવિયટ સામે ચિલ્લાર કરી મૂક્યો અને જગતનું ધ્યાન એ શોરબકોર તરફ દોરીને એણે યુનોની જગત-શાંતિ–ઘટના તોડવા યુનો પર રાજકીય આક્રમણ આરંભી દીધું.

યુનોની સલામતી સમિતિ અમરિકી વિગ્રહખોરોનું હથિયાર બને, સંયુક્ત રાષ્ટ્રસંઘ એ રીતે અમરિકી શાહીવાદનું જ યંત્ર બને તે માટે તેમણે યુનોની જનરલ એસેમ્બલીના હજુ હમણાં જ મળેલા બીજા અધિવેશનમાં એ અમરિકી વિગ્રહખોરો કમર કસીને આવી પહોંચ્યા. એ શાહીવાદીઓએ લાજ–શરમ છોડીને પોતાનો અપરાધી પ્રચાર ખુલ્લી રીતે આરંભી દીધો યુનોની છબી પર અમરિકી રાહુનો કાળોતરો પડછાયો કલંક બન્યો.

યુનો પર પથરાતા એ અમરિકી શાહીવાદી પ્રતિનિધિમંડળે પોતાની મેલી યોજનાની દરખાસ્ત રજૂ કરી. એ યોજનાએ સલામતી સમિતિને બદલે યુનોની જનરલ એસેમ્બલીની ' વચગાળાની કમિટી ' રચવાની માગ મૂકી.

એ ' ઇન્ટેરીમ કમિટી ' એટલે સલામતી સમિતિને રદ કરવાની યોજના બની. એ વચગાળાની કમિટી એટલે અમરિકી પ્યાદાંઓ અને અંગ્રેજી પ્યાદાંઓની બહુમતીવાળી કમિટીએ સલામતી સમિતિને રદ કરી તેની જગા લેવી એનો અર્થ એ હતો કે પાંચ મહાન સત્તાઓના સંયુક્ત એકમતના ઐક્ય પર જ શક્ય બની શકતી જગતની શાંતિ સાચવવાની ઘટનાનો નાશ કરી યુનો-ની વચગાળાની કમિટી મારફત અમરિકી શાહીવાદની ખૂની યોજ-નાઓને આગળ ધપાવવામાં યુનોની સંમતિ પણ હાંસલ કરવી.

એમ અમરિકી વિગ્રહખોર શાહીવાદે યુનોની ઘટનાને તોડવાનું આક્રમણ નિર્લજ્જ બનીને આરંભી દીધું. યુનોની જનરલ એસેમ્બલીના બીજા અધિવેશન પાસે ઇતિહાસની આગેકૂચ અટકાવતો ડોલર–ડાકુ નિર્ણય માગતો શોર. તમામ દેશ જેના સભ્ય

હતા એવો સંયુક્ત રાષ્ટ્રસંઘ જીવનમરણનો પહેલો સવાલ દેખી રહ્યો. યુદ્ધનું મોત માગતો અમરિકી શાહીવાદ જગતશાંતિને પડકારી રહ્યો. અમરિકી શાહીવાદે યુદ્ધના અંગારાથી સળગાવેલા જગત પાસે મહાન સવાલ જવાબ માગતો હતો.

પૂર્વ યરોપના નૂતન લોકશાહી પ્રદેશો અને શ્રમમાનવોના મહાન સોવિયટ દેશે વોલસ્ટ્રીટના શામકાકાઓ અને તેનો રૂસાલો બનેલાં પ્યાદાંઓને જગતશાંતિના નામમાં પડકાર્યા. વીશીંસ્કીએ જગત-જનતાના આપભોગોએ ઘડેલી સંયુક્ત રાષ્ટ્રની વિશ્વશાંતિની ઘટના-નો બચાવ માગ્યો. એણે આંગળી ચીંધીને અમરિકી મહાન શાહી-વાદીઓને કહ્યું, ' તમારી કારકિર્દી કાળી છે...તમે ટ્રુમેનો, માર્શલો અને વેન્ડેનબર્ગો વિગ્રહખોરો છો. '

એ પતિત મહાશયો સોવિયટે ધરેલી ઇતિહાસની આરસી-માં ઠિંગુજીઓ દેખાયા. જગતને મહાસંહારમાં ધકેલીને માનવજાત-નાં ખૂનમાંથી સોનું લણવા માગતા એ સોનેરી ટોળકીના ગૃહસ્થો-ની ખૂની છાયા પરખાઈ ગઈ.

અમરિકી શાહીવાદીઓ પાછા પડ્યા. ઊલટાનો સોવિયટ પ્રતિનિધિમંડળે વિગ્રહખોર પ્રચારને ધિક્કારતો અને તેને આંતર-રાષ્ટ્રીય અપરાધ ઠેરવતો ઠરાવ રજૂ કર્યો. એ ઠરાવની રજૂઆત-માં એમણે નામ દઈને વિશ્વશાંતિનો ભંગ કરવા માગતા પાંચી વિગ્રહખોરો અને તેમનાં પતિત પ્યાદાંઓને બતાવ્યાં એ મહાન ઠરાવ જનરલ એસેમ્બલીએ પસાર કર્યો.

પણ ફ્રેંકોના હત્યારા શાસનના અંગ્રેજ—અમરિકી શાહી-વાદીઓ, દક્ષિણ આફ્રિકાના ગલીચ વ્યવહારને ટેકો દેનારા સ્મટ્સ ના શાહીવાદી ભાઈબંધો સલામતી સમિતિ પર આક્રમણ કરવામાં સફળ બન્યા. કામચલાઉ ' વચગાળા કમિટી ' રચવાની દરખાસ્ત પોતાનાં પ્યાદાંઓની બહુમતીથી પસાર કરાવી ગયા. પાંચ મહાન

સત્તાઓના સર્વાનુમતના વિશ્વશાંતિ સાચવવાના અનિવાર્ય રાહ-વાળી ' વેટો ' પ્રથા પર તેમણે ફટકો માર્યો.

એમ ગ્રીક જનતાનો સંહાર કરનારી, ટરકીની અવામનો ઘાત કરવા તેને ટરકીની ફાસીવાદી સરકારના કતલખાનામાં પૂરનારી, ચીની જનતાનો સંહાર કરનારી, લોકશાસન પર આક્રમણ આરંભી ચૂકેલી અમરિકી ડૉલર-ડાકુઓની યોજનાએ યુનો પર આક્રમણ આરંભી દીધું છે.

વિશ્વશાંતિની ઘટના પર ઊભા થયેલા આ મહાભયનો સામનો કરનાર દુનિયાના તમામ દેશોમાંની શાહીવાદી-વિરોધી સંસ્થાઓ છે અને જનતાનાં લોકશાહી સંગઠનો છે. જગત પર મહામારી ઉતારનાર જગતના પ્રત્યાઘાતીઓ અને શાહીવાદીઓના અમરિકી વિગ્રહખોરની આગેવાનીવાળા જગતજનતાનો સંહાર માગનાર ખૂની કમઠાણનો સામનો કરનાર લોકશાહી સરકારોનો આગેવાન સોવિયટ દેશ છે. ઇતિહાસના ક્રાન્તિકારી તબક્કાઓએ સોવિયટની ઘટનાને એ ઐતિહાસિક જવાબદારીને અદા કરવાની ફરજ એનાયત કરી છે.

એટલે જ વિશ્વશાંતિની ઘટનાના આકાર તરીકે ઘડાયેલા સંયુક્ત રાષ્ટ્રસંઘ પર આવેલા અમરિકી શાહીવાદના આક્રમણના ઘા સૌથી વધારે એણે ઝીલવા પડે છે. એટલે જ જગતભરમાં લોકશાહી પરિબળોની જેહાદો સાથે સૌથી નિકટનો રોજબરોજનો સંબંધ એનો છે, એટલે જ સોવિયટ સોશ્યાલિસ્ટ સ્વરાજ એકમો જગતજનતાના નામમાં અમરિકી પ્રત્યાઘાતને બિલકુલ સાફ શબ્દોમાં પડકારે છે.

આજે પ્રત્યાઘાતની અમરિકી આગેવાનીવાળી અને ન્યાય-સમતા પર જગતશાંતિની લોકશાહી ઘટના ઘડવા માગનાર પ્રગતિનાં પરિબળોની સોવિયટ આગેવાનીવાળી એવી બે છાવણીઓ દુનિયા પર જીવનવ્યવહારની બે હકીકતો બનીને ગોઠવાઈ ચૂકી-

છે એ બંને છાવણીઓ બે મોરચા છે. એ બે મોરચા વચ્ચે રોજબરોજની લડાઈ દિનપ્રતિદિન વધારે ને વધારે ઉગ્ર બનતી જાય છે.

એ લડાઈમાં સૌથી ભારે અને ભયંકર આક્રમણ સોવિયટ પર હલ્લો કરે છે કારણ દુનિયાના પ્રત્યાઘાતીઓ સામેના મોરચાનો એ સોવિયટ મોરચો આગેવાન છે. સોવિયટનાં સાથીદારો પૂર્વ, મધ્ય અને દક્ષિણ યુરોપની લોકશાહીઓ છે તથા જગતભરની શાહીવાદી–વિરોધી જનતા અને તેનાં સંગઠનો એક છાવણીમાં સામેલ છે.

ઇતિહાસે એ લોકસમુદાયોને માથે કપરી ફરજ નાખી છે. એ ફરજ માનવજાતની આગેકૂચને ટકાવી રાખવાની, વિશ્વશાંતિને



ટકાવી રાખવાની અને અમરિકી શાહીવાદની આગેવાની નીચેની પ્રસાધાતી છાવણીની વિગ્રહખોર ઘટનાને પાછી ઠેલવાની છે.

એ ફરજ બજાવતાં જગત જનલોકની શાહીવાદી-વિરોધી સંઘટનાને, મોરક્કો, બેલજીઅમ કે પ્રાહાનાં જ બાળકોનું રક્ષણ નથી કરવાનું પણ મોનટ્રીલ અને ન્યુયોર્કની જનતાના ફરજંદનું પણ જતન કરવાનું છે. એ ફરજ માનવજાતની જનેતાઓનું, બાળક-બાળકીઓનું, સંસ્કારકેન્દ્રોનું, વિદ્યાપીઠોનું અને સંગ્રહસ્થાનોનું રક્ષણ 'શાહીવાદી-વિરોધી' છાવણીને સુપરત કરે છે અને અમરિકાના વોલસ્ટ્રીટના ભાન ભૂલેલા તથા નફાના હડકવાવાળા શાહીવાદી ડાકુઓને હિટલર અને મુસોલીનીના હાલને હવાલે સોંપવાની ફરજ પણ શાહીવાદી-વીરોધી જગતજનતાની જ બને છે.



## આ લેખકનાં બીજાં પુસ્તકો

★ ★
★

કોમરેડ લેનીન
ચિંતનની વેદી પર
દરિયે દવ લાગ્યો (જપ્ત)
કકળતું કોંગો
એક હતો છોકરો
રાતું રુસ : ભા. ૧–૨–૩
નરવીર
રશિયન નારી
ડોકિયું
માનસવિજ્ઞાનનો દૃષ્ટિકોણ
વૈજ્ઞાનિક જગત ૧–૨
એક હતું માનવી
માનવીનું ઘર
શહીદી
ભઠ્ઠી (જપ્ત)
સંસ્કૃતિનાં વહેણ
યુરોપની ભીતરમાં

એબિસિનિયા પર આથાર
રાજમાતા રૂપસુંદરી
ગુર્જરરાજ વનરાજ
( બે ભાગ )
એશિયાના ભીતરમાં
નાઝીરાજ
માટીજાયાં
પુરુષાર્થની પ્રતિમાઓ
ગુલામ
નૂતન માનસવિજ્ઞાન
જય સોવિયેટ
સત્તાવનનો દાવાનળ
ક્રાન્તિનાં પરિબળો
( ભાગ ૧–૨ )
લોક–કિતાબ
સમરાંગણના રાહ
ચીની ઇન્કિલાબ

★ ★
★